श्री महालक्ष्म्यै नमः ॥

# શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્

## લીંબડી

નો

# હેવાલ.



પ્રકાશકઃ-
કાલિદાસ વસનજી દવે
કાશિરામ ભાઇશંકર ઓઝા-પ્રેમી.
મન્ત્રીઓ—શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્.
અમદાવાદ.



સંવત ૧૯૭૯. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૩.

મૂલ્ય એક રૂપીયો.

શ્રી 'જ્ઞાનમન્દિર' પ્રિન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.
રાયપુર, વાઘેશ્વરની પોળ—અમદાવાદ.

રિપોર્ટ મળવાનુ ઠેકાણું:-

શ્રીમાળી શુભેચ્છક કાર્યાલય,

દોલતખાના ૪૧૦૩-૬—અમદાવાદ.



ફોટાઓ મળવાનું ઠેકાણું:-

મયાશંકર મહાદેવ દવે, ફોટોગ્રાફર.

હાજાપટેલની પોળ—અમદાવાદ.

# નિવેદન.

લીંબડી મુકામે ભરાયેલી આપણી પરિષદ્‌નો હેવાલ જ્ઞાતિગૃહસ્થોના કરકમળમાં મૂકતાં અમને હર્ષ થાય છે. પ્રત્યેક વર્ષે કે એકાન્તર વર્ષે ભરાતી પરિષદોના હેવાલ, વર્ત્તમાન તેમ જ ભવિષ્યની દૃષ્ટિએ અતિ જરુરના ગણાય છે. વીશ વર્ષના લાંબા અન્તર પછી ભરાયેલી પરિષદ્‌નો હેવાલ તેથી વધારે આવશ્યક ઠરે છે; પણ તે જરુર કે આવશ્યકતા પ્રસ્તુત હેવાલમાં કેટલે અંશે સાચી ઠરી છે તે તો વાંચક જ આંકી શકે.

ઇતર કાર્યોના વ્યવસાયને લીધે, છાપખાનાની કામની ભીંસને લીધે તથા ફોટાઓના બ્લૉક કરવાના કામમાં ઢીલને લીધે, જ્ઞાતિ ગૃહસ્થોએ ધાર્યા કરતાં અને અમે અગાઉ જાહેર કરેલ સમય કરતાં, આ હેવાલના પ્રકાશનકાર્યમાં વિલંબ થયો છે તે ક્ષમ્ય ગણાશે એવી આશા છે.

હેવાલની કિમ્મત પ્રથમ આઠ આના જાહેર કરેલી, પણ બ્લૉકનું ખર્ચ, તથા હેવાલની હકિકત વધવાથી છપામણી તથા કાગળનું ખર્ચ, ધાર્યા કરતાં વધુ આવ્યું અને તેથી કિમ્મત વધારવી પડી છે.

પરિષદ્‌માં પધારેલા ગૃહસ્થો પૈકી કેટલાકનાં નામો ન નોંધાયાથી યાદીમાં આવી શક્યાં નથી, તે, તથા હેવાલમાં કેટલીક હકિકતો આવવી રહી ગઈ હશે કેટલીક ત્રુટીઓ હશે-તે સર્વે વાચકગણ દરગુજર કરશે એવી આશા છે.

શંકરના જટાજૂથમાંથી છૂટેલી ગંગા જેવી, વીશ વર્ષના અરણ્યમાંથી વહેતી આ પરિષદ્-ગંગાનાં પવિત્ર અને પાવનકારિ પુર, શરદનાં પુરની જેમ શાન્ત અખંડ વહ્યાં કરે અને જ્ઞાતિ તે તરફ સક્રિય બની તેની સાથે આગળ ધપે એ જ અભ્યર્થના.

પરિષદ્‌ના પ્રાથમિક ખર્ચને અંગે આવેલી ખોટને પૂરી કરવા માટે કલકત્તાવાળા શ્રીમાન્ અમૃતલાલ લાલજી ઓઝાએ રૂા. ૧૨૫) ની ઉદાર રકમ ભેટ આપી છે તે ખાતે અમે તેમનો ઉપકાર માનીએ છીએ.

સં. ૧૯૭૯ ગુડી પડવો
(મહાત્માના કારાવાસની પ્રથમ સંવત્સરી)
દોલતખાના, ૪૧૦૩-૦૬.
**અમદાવાદ.**

**કાલિદાસ વસનજી દવે.**
**કાશીરામ ભાઈશંકર ઓઝા-**
**પ્રેમી.**
**મન્ત્રીઓ.**

श्री महालक्ष्म्यै नमः



# श्रीमाळी ब्राह्मण परिषद्.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
સૌ સૌના કર્મમાં રંગી, પામે સંસિદ્ધિ માનવો.

**પ્રાસ્તાવિક**

યુગે યુગે પ્રજાપ્રજાનાં જીવન પલટાય છે. નવું ચેતન પામી દરેક પ્રજા પોતાના જીવનનો ક્રમ વર્તમાન યુગને અનુકૂળ બનાવે છે. છતાં આ દરેક પલટામાં, આ દરેક ઘટનામાં એક સત્ય સર્વદા સ્વીકારાય છે કે પલટાતું જીવન ભૂતકાળનું સાક્ષી રહી ભવિષ્યને સન્મુખ રાખતું હોવું જોઇએ. ઇતિહાસ આ કથનની સાક્ષી પૂરે છે, અને ઉમેરે છે કે ભિન્ન ભિન્ન દેશમાં કે કાળમાં, પ્રજાજીવનમાં બનતી ઘટનાની પરંપરા અમુક સમય પછી પુનરાવર્તન પામે છે જ. આ કથનો જેટલાં પ્રજાજીવન માટે સાચાં છે તેટલાં જ જ્ઞાતિજીવન માટે સાચાં છે, કારણ કે જ્ઞાતિ એ પ્રજાનું અંગ છે. આપણી શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં ઉપલાં કથનો કેટલે અંશે સાચાં પડયાં છે તેની ઊંડી અને ગંભીર મીમાંસા અહીં આવશ્યક નથી. પણ જે

ब्राह्मण सहस पंचतालीस थई, प्रथवी देव अवतरिया जई;
भणवा भणी न आवई खेद, अंगि सहित मुखि च्यारइ वेद.

× × × ×

श्रीमालोना गिरुआ गोत्र, घरि घरि अवसथि अग्निहोत्र;

× × × ×

लक्ष्मीतणु इस्यूं वरदान, एह घरि खुटइ नहि निधान,
भिन्नमाल श्रीमाली वसइ, पद्मनाभ पुहवि वर्णवइ.

( પદ્મનાભ કવિકૃત કાન્હડદે પ્રબંધ )

પિસ્તાલીશ હજાર શ્રીમાળીઓ, વેદ અને વેદાંગ જાણનારા, આવસથિ અને અગ્નિહોત્રીઓ અને સાક્ષાત્ લક્ષ્મીના ઉપાસકો થઈ ગયા અને તેઓ શ્રીમાળ કે ભિન્નમાળ છોડી કેમ અને ક્યારે ગૂજરાતમાં પાટણ અને ધોળકામાં વસ્યા અને સૌરાષ્ટ્રમાં સમૂહ જમાવ્યો, તથા હાલ ભિન્ન ભિન્ન દેશ કે પ્રાંતમાં વહેંચાયા છતાં, વ્યવહારમાં ભિન્ન છતાં, તેમની વિચારની અને સ્વજાતિની એકતા કેવી રીતે જળવાઈ રહી છે—આ સર્વ બનાવો એકજ વાત કહે છે કે યુગના પલટાની સાથેજ જીવનમાં પણ પલટો થવોજ જોઇએ.

**આરમ્ભ.**

ઓગણીશમી સદીની છેલ્લી વીશીમાં (૧૮૮૫) હિન્દની રાષ્ટ્રીય મહાસભા સ્થપાઇ, અને રાષ્ટ્ર-જીવનને વ્યવસ્થિત ઘડવાની તત્પરતા દ્રષ્ટિગોચર થવા લાગી. તરત જ તેના પડઘા રુપ ન્હાની ન્હાની પરિષદો પણ દેશમાં ઉભી થઈ અને પ્રાન્તના કે સમાજના પ્રશ્નો હાથ ધરાવા લાગ્યા. અખાતના કોઇ દૂર દૂરના શાન્ત કિનારાને મહાસાગરનું ભવ્ય મોજું જેમ મોડું સ્પર્શે તેમ એ મંગળ આરંભની અસર આપણી જ્ઞાતિને મોડી સ્પર્શી. રાષ્ટ્રીય મહાસભાના બરાબર અઢારમે વર્ષે ૧૯૦૪ માં જ્યારે કોંગ્રેસ ગૂજરાતના પાટનગર અમદાવાદમાં ભરાઈ ત્યારે જ, વીશમી સદીના પ્રભાતે આપણી જ્ઞાતિનું પ્રભાત પ્રકટવા લાગ્યું. કોંગ્રેસના પ્રસંગે એકત્ર થયેલા જ્ઞાતિહિતૈષીઓએ આપણી કોન્ફરન્સ ભરવાનું નક્કી કર્યું અને સ્વ. ભવાનીશંકર કવિના તથા સ્વ. જટાશંકર વૈદરાજ વગેરેના પ્રયાસથી અને સ્વ. મૂળશંકર જેઠાભાઇના પ્રમુખપણા નીચે વઢવાણમાં તેનો જન્મ થયો. મુખ્ય મુખ્ય ગામેથી પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો જ્ઞાતિની બાલ-પરિષદ્‌ના દર્શને આવ્યા, અને જામનગરનો જ્ઞાતિ સમાજ તે બાલકને બીજે વર્ષે જામનગરમાં લઈ ગયો. ત્યાં પણ સ્વ. દયાશંકર ઓઝા, શ્રીમાન્ નરોત્તમદાસ ત્રિવેદી અને અન્ય અગ્રણીઓના સ્નેહભર્યા ઉત્સાહમાં પરિષદ્ ઠીક પોષાઈ, અને ત્રીજે વર્ષે મોરબીનું નિમન્ત્રણ મળ્યું. પણ જેમ પોષકની સંભાળ વિના બાલક મરણ પામે છે તેવું આ બાલ-પરિષદ્‌ને થયું!! તેના સૌ જન્મદાતાઓ પરિષદ્‌ની આવી સ્થિતિથી ઉદ્વેગ અને સંતાપ પામ્યા, અને તેમાનાં ઘણાખરા તો તેનું પુનરુજ્જિવન જુવે તે પહેલાં સ્વર્ગે સીધાવ્યા! પ્રમાદી પુરુષની પ્રભાતની જાગૃતિ ખરી જાગૃતિ હોતી નથી. આપણી જ્ઞાતિની જાગૃતિ તેવી જ નિદ્રાધીન હતી. ઉગતાં બાલસૂર્યનાં ઉત્સાહી કિરણોની જેમ પ્રભુની પ્રેરણાઓ અનેક દિશામાં સતત્ વહ્યાં કરે છે. એવી પ્રેરણાઓના બળે પરિષદ્‌ની વાતો ક્યાંઇક ખૂણે ખાંચે થતી હતી, અને આજથી પાંચ વર્ષ પહેલાનો ભાઇ ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદીનો ખાનગી પત્રિકાદ્વારા જાહેર પ્રયત્ન તે દૈવી પ્રેરણાના પરિણામ રુપ હતો. એ પ્રયત્નમાંની ચર્ચાને ઘણાએ ઝીલી, પણ પકવસ્થિતિ પામ્યા પહેલાં ફળની આશા નિરર્થક હોય છે તેવું તે પ્રયત્નનું પણ થયું. છેવટે નવયુગનાં મંડાણ મંડાયાં, દેશમાં અને ખંડે ખંડે એ નવયુગનાં મન્ત્રો ફુંકાયા અને દક્ષિણ પવન વાવા સાથે જેમ નવજીવન ઉદ્દ્ભવે અને ખીલે તેમ નવ યુગના ફુંકાવા સાથે સર્વત્ર નવજીવન ઉછળી રહ્યું.

**પુનર્જન્મ.**

કૃષ્ણચન્દ્ર મોહનની બંસરીએ જમના તટો ઘેલા કર્યા હતા તેમ મહાત્મા મોહનદાસે આખી આલમને ઘેલી કરી. ગૂજરાતે રાષ્ટ્રદેવને પોતાના ઘેર નોતર્યા. ફરી અઢાર વર્ષે ગૂજરાતના પાટનગરમાં કોંગ્રેસ ભરાઈ. ફરી અઢાર વર્ષે આપણી જ્ઞાતિની પરિષદ્ ભરવાનાં પગરણ શરુ થયાં. ૧૯૨૨ નું અમદાવાદ, ૧૯૦૪ નું અમદાવાદ ન્હોતું; ૧૯૨૨ ની જ્ઞાતિ પરિષદ્‌ની હીલચાલ પણ ૧૯૦૪ના જેવી ન્હોતી. માત પિતાની ચિત્-જ્વાળાઓમાંથી સત્પુત્રો આત્મ-પ્રદીપ પ્રકટાવે છે તેમ અકાળે મૃત્યુ પામેલી પરિષદ્‌ની જ્વાળામાંથી આ પરિષદ્ પ્રકટી. તા. ૩૧-૧૨-૧૯૨૧ ના રોજ અમદાવાદ જ્ઞાતિ છાત્રાલયના મકાનમાં એક સ્નેહસંમેલન એકત્ર થયું, અને ગંભીર ચર્ચા થયા પછી પરિષદ્‌ની આવશ્યકતા માટે કેટલાક ગૃહસ્થોની એક કામ ચલાઉ સમિતિ સ્થાપવામાં આવી અને તેના મન્ત્રી તરિકે રા. કાશીરામ ભાઇશંકર ઓઝા પ્રેમીની ચુંટણી કરવામાં આવી. જુદા જુદા ગામના જ્ઞાતિ આગેવાનો સાથે, પરિષદ્‌ની

આવશ્યકતા માટે, તેનાં બંધારણુ અને એકત્ર થવાના સ્થળ તથા સમય માટે પત્ર વ્યવહાર શરૂ કરવામાં આવ્યો, અને તે સઘળા પ્રશ્નોના ઉત્તરો જાણવા અને આગળ કામ હાથ ધરવા સમિતિ તા.૧૯-૩-૨૨ ના રોજ પાટણુ નિવાસી શ્રીમાન્ મણિશંકર મગનલાલ અયાચીના અધ્યક્ષપણા નીચે જ્ઞાતિ છાત્રાલયમાં અમદાવાદ મુકામે એકત્ર થઇ. અનિવાર્ય કારણો કે વ્યાવહારિક કામને લીધે કેટલાક ભાઇઓ હાજર રહી શકયા નહોતા, પણ ઘણાઓએ પોતાના અભિપ્રાયો મોકલ્યા હતા. લગભગ ૮૦ ટકાની બહુમતિએ પરિષદ્‌ની આવશ્યક્તા સ્વીકારાઈ હતી. બે ત્રણ ગૃહસ્થોએ અમુક સ્થળે પરિષદ્ ભરાય તો થોડી રકમો મદદ તરિકે આપવા પણ જણાવ્યું હતું અને રૂા. ૧૦૧)ની મદદ આપવાની બીનશરતી ઇચ્છા શ્રીમાન્ જીવરામભાઈ જગજીવન દવેએ એકલાએ જ બતાવી હતી. કેટલીક ચર્ચા થયા પછી પરિષદ્‌ને ભરવાનાં સ્થળનો પ્રશ્ન હાથ ધરવામાં

**નિમન્ત્રણ.**

આવ્યો હતો. અમદાવાદમાં ભરવી એવા નિર્ણયપર સમિતિ આવતી હતી, તેવામાં સમિતિમાં હાજર રહેલા શ્રીમાન્ જીવરામભાઇએ બીડું ઝડપ્યું અને પોતાને વતન લીંબડીએ પરિષદ્‌ને નોતરી. વઢવાણમાં પ્રથમ પરિષદ્ ભરવામાં અત્યન્ત ભોગ આપી સ્વ. કવિ ભવાનીશંકર દ્વારા જે માન લીંબડી ખાટી ગયું છે, તેવું જ માન આ વખતે પણ લીંબડીએ જ શ્રીમાન્ જીવરામભાઇ દ્વારા લીધું. આવી સમાનતા છતાં માન લેવાના બન્ને પ્રસંગોમાં ખૂબ ભિન્નતા છે; અને તેથી જ આ પરિષદ્ તેની પૂરોગામી બ્હેન કરતાં દીર્ઘાયુષ્યી થશે એવી શ્રદ્ધા રહે છે.

ડગલે ડગલે નાણાની જરૂર તેવે સમયે નાણાની મદદ વિના જ્ઞાતિ પરિષદ્ જેવી સંસ્થા ઉભી થવી અતિ મુસ્કેલ છે. ધર્મના યુગમાં ધર્મ તજવો એ મરણ કરતાં પણ અકારૂં લાગે છે. તેવીજ રીતે અર્થના યુગમાં-ધનના યુગમાં ધન તજવું-એ પણ મરણ કરતાં તેટલું જ અકારૂં લાગે છે. છતાં આટલો અર્થનો-ધનનો ત્યાગ એ આ અર્થયુગમાં ખરેખર મહાન્ ત્યાગ અને નિસ્પૃહા બતાવે છે; અને તેથીજ શ્રીમાન્ જીવરામ ભાઇને પૂર્વે નહિ બનેલો પસંગ આણવા માટે અપૂર્વ માન ઘટે છે.

કામચલાઉ કાર્યવાહક સમિતિની આ બેઠકમાં પરિષદ્‌ના બંધારણુ માટે ઠીક ઊહાપોહ થયો; પરંતુ આપણી જ્ઞાતિનાં જૂદાં જૂદાં ગામમાં સ્થાનિક જ્ઞાતિબંધારણો પણ નહિ જેવાં જ છે.

**પરિષદ્‌નો ઉદ્દેશ.**

તેવીજ સ્થિતિમાં હાલ તુરત પરિષદ્‌નું બંધારણ બાંધવું એક તરફી થાય એમ ધારી તે પ્રશ્ન મુકી દેવામાં આવ્યો; તો પણ લીંબડી ભરાવાની પરિષદ્ અમુક બંધારણ યુક્ત હોવી જોઇએ એવું નક્કી થતાં પરિષદ્‌નો એક અતિ સામાન્ય ઉદ્દેશ નક્કી કરી સમ્મતિ પત્રો છપાવી તે પર પરિષદ્‌માં હાજરી આપનાર જ્ઞાતિ ગૃહસ્થોનાં નામ, ઠામ, વેદ, વતન વગેરે તથા તેમની સહી લેવાનું કામ નક્કી થયું. "યોગ્ય અને હિતકારી ઉપાયો દ્વારા જ્ઞાતિની ઉન્નતિ કરવી" એ ઉદ્દેશ સર્વાનુમતે નક્કી થયો. પણ મ્હોટો પ્રશ્ન તો પરિષદ્ માટે લોકમત કેળવવાનો હતો. જ્ઞાતિનાં દરેક ગામે જૂદાં જૂદાં ડેપ્યુટેશનો ફરીને પરિષદ્ માટે જાગૃતિ લાવે અને તૈયારી કરાવે તેટલા માટે ડેપ્યુટેશનો નીમવાનું કામ પણ આ બેઠકમાં નક્કી કર્યું. પોતાના ખર્ચે અને વખતના ભોગે, ગામે ગામ રખડી જ્ઞાતિ સેવા કરવાનું આ કામ જરા વિકટ હતું, અને તેથી તે કામ હાથ ધરવાની તત્પરતા બહુ જુજ ગૃહસ્થોએ દર્શાવી. તેમ છતાંએ દશથી બાર ગૃહસ્થોનાં ચાર ડેપ્યુટેશનો નિમાયાં. પરિષદ્‌ની બેઠક દીવાળી પછી કાર્તિક માસમાં ભરવી એ પણ નક્કી થયું. આવી રીતે પરિષદ્‌ને ક્યાં અને કેવી રીતે ભરવી એ મુસ્કેલીનો તરત નિકાલ આવ્યો એ વાત જ ભવિષ્યની સફ્લતાની આગાહી આપતી હતી. કાર્યવાહકોને પણ ઉત્સાહ આવ્યો અને જીવરામભાઇ જ્યારે પોતાના ખર્ચે નિમન્ત્રણ આપવા તૈયાર થયા છે, તો કેકકસી કામ કરવા આપણે પણ તૈયાર થવું જોઇએ એવો હાજર રહેલા સૌ સભ્યોએ નિશ્ચય કર્યો. આ અરસામાંજ કાર્યવાહકોના અને જ્ઞાતિના ઉત્સાહની કસોટીનો પ્રસંગ ભાઈ નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીએ ઉપસ્થિત કર્યો. "સામવેદી ભાઇઓ યજુર્વેદીને નિરાળા ગણે છે, કેટલાક તિરસ્કારે છે, તેમની

સાથે ભળતા નથી તથા યજુર્વેદીઓ શ્રીમાળી ન જ હોય, તેમ તેમની તરફ વર્ત્તે છે. યજુર્વેદીઓએ આ વાત બરાબર સમજવી જોઇએ. પોતાનું સ્વમાન સાચવી આવતી પરિષદમાં બિલકુલ હાજરી ન આપવી જોઇએ." ઉપરની મતલબનો એક લેખ તેમણે "શ્રીમાળી અભ્યુદય"માં પ્રકટ કરાવ્યો. પછી યજુર્વેદી જથ્થાનાં કેટલાંક ગામોએ જે ડેપ્યુટેશન કર્યું તેના જોવાનાં એ આવ્યું કે ઉપરના લેખની જરા પણ અસર થઈ જ નહોતી. વળી એ લેખમાંની કેટલીક ભ્રમણાઓનો નિકાલ જવાબરૂપે જાહેરમાં લાવવામાં આવ્યો હતો. પરિષદ માટે જાગૃતિ અને તૈયારી ખૂબ થવા માટે જૂદાં જૂદાં ગામમાં નીચેના પ્રતિષ્ઠિત કાર્યવાહકોને નીમવામાં આવ્યા.

## કાર્યવાહક સમિતિ.

રા. રા. મણિશંકર મગનલાલ અયાચી, પાટણ<br>
" કેશવજી વિશ્વનાથ ત્રિવેદી, અમદાવાદ<br>
" છોટાલાલ દલપતરામ કવિ, મહુવા<br>
" નર્મેશંકર પ્રાણજીવન દવે, ભાવનગર<br>
" પ્રભાશંકર કેશવજી દવે, મોરબી<br>
" ચકુભાઇ વલમજી ઓઝા "<br>
" રેવાશંકર પ્રભાશંકર ડોકટર જામનગર<br>
" જટાશંકર રેવાશંકર ત્રિવેદી "<br>
" પ્રભાશંકર ભાઇશંકર ડોકટર "<br>
" પ્રાગજી જાદવજી દવે "<br>
" દેવશંકર પ્રભાશંકર દવે "<br>
" બાલકૃષ્ણ પુરૂષોત્તમ દેસાઇ વડોદરા<br>
" સાકરલાલ ચિમનલાલ ઓઝા અમદાવાદ<br>
" ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી "<br>
" કાલિદાસ વસનજી દવે "<br>
" રતિલાલ મોહનલાલ ત્રિવેદી "<br>
" પ્રભાશંકર દેવશંકર શુકલ "<br>
" નાનાલાલ રેવાશંકર ત્રિવેદી "<br>
" જીવાભાઇ દલપતરામ જોશી "<br>
" મનસુખલાલ છગનલાલ ત્રિવેદી "<br>
" મણિલાલ મહાદેવ ઓઝા "<br>
" લક્ષ્મીશંકર મંગળજી ઓઝા ધ્રાંગધ્રા<br>
" ત્રંબકલાલ વિઠ્ઠલજી ત્રિવેદી મુંબાઇ<br>
" ઉમિઆશંકર ડાહ્યાભાઇ ઓઝા નાગલપુર-કચ્છ<br>
" દ્વારકાદાસ કડવા ઓઝા આટકોટ

રા. રા. રેવાશંકર હરિશંકર ત્રિવેદી, પાટણ<br>
" ભોગીલાલ જેશંકર ઓઝા, ધોળકા<br>
" નટવરલાલ મણિશંકર ઓઝા "<br>
" મૂળશંકર નાનાભાઇ ત્રિવેદી "<br>
" દેવશંકર લક્ષ્મીરામ ઓઝા, ગોધ્રા<br>
" રૂગનાથ કેશવજી ઓઝા, માંડવી<br>
" કાશીરામ ભાઇશંકર ઓઝા, પાલીતાણા<br>
" જીવરામ જગજીવન દવે લીંબડી<br>
" હરિશંકર ઇશ્વર દવે રાજકોટ<br>
" પ્રાણજીવન ખીમજી દવે ચૂડા<br>
" મોહનલાલ જેશંકર દવે મોરબી<br>
" હરિલાલ મંગળજી દવે હળવદ<br>
" પ્રાણજીવન શંકર દવે ઉપલેટા<br>
" ખીમજી દામોદર દવે પોરબંદર<br>
" પ્રાગજીભાઈ મૂળશંકર દવે મુંબાઇ<br>
" જટાશંકર ધનેશ્વર દવે કરાંચી<br>
" અમૃતલાલ પોપટભાઈ દવે કલકત્તા<br>
" નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી મુંબાઈ<br>
" હરિલાલ જાદવજી વકીલ રાધનપુર<br>
" લાલજી જગજીવન દવે લીંબડી<br>
" કાલિદાસ ડાહ્યાભાઈ ઓઝા "<br>
" નારણજી દયાળજી દવે બોટાદ<br>
" અંબાશંકર નથુભાઇ દવે પાટણ<br>
" અનોપરામ હાઉજી ત્રિવેદી ભાવનગર<br>
" મણિશંકર છગનલાલ ત્રિવેદી "<br>
" પીતાંબરદાસ ગોવિન્દરામ ત્રિવેદી "

ઉપરના ગૃહસ્થોને કામચલાઉ સમિતિના કાર્યવાહકો તરિકે નીમ્યા તથા રા. રા. કાલિદાસ વસનજી દવેને મન્ત્રી તરિકે ચુંટી સભાનું કામ પૂરું કરવામાં આવ્યું.

ગયા વૈશાખ માસમાં નિમાયેલાં ડેપ્યુટેશનો પૈકી રા. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી તથા રા. રતિલાલ

**ડેપ્યુટેશનોનો પ્રવાસ.** મોહનલાલ ત્રિવેદીએ ભાવનગર, શિહોર, ગોધા, અમરેલી, જેતપુર, જુનાગઢ તથા રાજકોટ વગેરે સ્થળોએ ફરીને, રા. કાલિદાસ વસનજી દવેએ થાન, મોરબી, જામનગર, બોટાદ વગેરે સ્થળોએ ફરીને તથા, રા. કાશીરામ ભાણશંકર ઓઝાએ પાલીતાણા, ખંભાત તથા ગુજરાતનાં કેટલાંક ગામોએ ફરી ત્યાં ત્યાંની જ્ઞાતિ એકત્ર કરી પરિષદ્‌નો ઉદ્દેશ સમજાવવાનો, સમ્મતિપત્રપર સહી લેવાનો અને સારી સંખ્યામાં પરિષદ્‌માં હાજરી આપી જ્ઞાતિહિતના કાર્યને આગળ ધપાવવાનો પ્રયત્ન કર્યો હતો. તે જ અરસામાં રા. ત્ર્યંબકલાલે મુંબઇ જઇ મુંબઇમાં વસતા આપણા જ્ઞાતિબંધુઓને એકત્ર કરી પરિષદ્ કાર્યમાં પોતાના જ્ઞાતિપ્રેમનો ફાળો આપવા વિનવ્યું હતું. બીજા ડેપ્યુટેશનોએ જેમાં શ્રી. મણિશંકર અયાચી, શ્રી. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી, ડૉ. રેવાશંકર વગેરે હતા તેમણે પણ પોતાનું કરવાનું કામ વેલાસર કરી લેવા તેમને સૂચનાઓ મોકલી હતી. પણ પરિષદ્‌નું કાર્ય આટલાથી જ પતે તેમ નહોતું. તેને સમ્પૂર્ણ ફતેહમંદ બનાવવાને **"શ્રીમાળી શુભેચ્છક"**ના દરેક અંકમાં **"આપણી આવતી પરિષદ્ માટે"** એવા મથાળાની લેખમાળા શરુ કરવામાં આવી. આ લેખમાળામાં પરિષદ્‌માં ચર્ચવાના વિષયોની સૂચનાઓનો, વીશ વર્ષે મળતી આ પરિષદ્ કેવી રીતે સમ્પૂર્ણ સફળતા પામે તે બાબતની ચર્ચાઓનો તથા સૌ જ્ઞાતિભાઇઓએ અંગત ભેદ કે વિવાદો ટાળી જ્ઞાતિ હિતના આ કાર્યમાં એકત્રિત ઉત્સાહ બતાવવાના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો.

**પરિષદ્ પત્રિકાઓ.** છેવટે આ લેખમાળાને **"પરિષદ્ પત્રિકા"**નું નામ આપવામાં આવ્યું, અને તે પત્રિકાઓને માસિકમાં તેમ જ ખાનગી વહેંચડાવી ખૂબ પ્રમાણમાં ફેલાવવામાં આવી. એક પત્રિકામાં પરિષદ્‌માં ચર્ચવાના વિષયોનો તૈયાર કરેલો ખરડો તથા રા. ત્ર્યંબકલાલની પરિષદ્‌નાં બંધારણ તથા યોજનાનો ખરડો, સૌ જ્ઞાતિગૃહસ્થોની જાણ માટે ગામેગામ અને ઘેર ઘેર વહેંચવામાં આવ્યો. આ અરસામાં દીવાળી લગભગ નજીક આવવા લાગી તેથી પરિષદ્‌ના દિવસો નક્કી કરવાનું, 'સ્વાગત મંડળ' સ્થાપવાનું તથા પરિષદ્‌ને માટે યોગ્ય સુકાની—અધ્યક્ષ ચુંટવાનું ગંભીર કાર્ય, હાથ ધરવા માટે કાર્યવાહક સમિતિની બીજી સભા તા. ૧૬—૭—૨૨ રવિવારે અમદાવાદમાં જ્ઞાતિ છાત્રાલયના મકાનમાં મેળવવામાં આવી. આ વખતે પ્રમુખપદે શ્રી. જીવરામ ભાઈ હતા. દરેક કાર્યવાહકે આ સભામાં હાજર રહેવા કૃપા કરવી તેવી જાહેરાત અગાઉથી થઇ હતી; પરંતુ કાયમના પાંચ સાત ઉત્સાહી ગૃહસ્થો સિવાય અન્ય હાજર રહી શક્યા નહોતા. પરિષદ્‌ના કાર્યને પહોંચી વળવા હજી થોડા સમયની જરૂર છે એમ

**પરિષદ્‌ની બેઠકના દિવસો.** જણાતાં, તથા આસો માસમાં નવરાત્ર તથા દીવાળીને લીધે ઘણાખરા જ્ઞાતિભાઇઓ વ્યવસાયમાં હોય તેથી પરિષદ્‌ને કાર્તિકમાં ભરવાનું નક્કી થયું; અને સં. ૧૯૭૯ ના કાર્તિક વદ ૮, ૯, ૧૦ રવિ, સોમ, મંગળ તા. ૧૦, ૧૧ તથા ૧૨ મી નવેંબર ૧૯૨૨ ના દિવસો નક્કી કર્યા.

લીંબડી મુકામે પરિષદ્ ભરાય ત્યાં સુધીની પરિષદ્‌ની તૈયારીઓ—જેવી કે પત્રિકાઓ છપાવવી, ગામે ગામ તેનો પ્રચાર કરવા રવાના કરવી, જ્યાં જ્યાં ડેપ્યુટેશનો ન જ ગયાં હોય ત્યાં ત્યાં ફરી આવવું, વગેરે કાર્યો માટે પ્રાથમિક ખર્ચ કરવાની જરૂર હતી તેથી તે માટે જાહેર વિનંતિ બહાર પાડવામાં આવી. એ વિનંતિનો કેટલે અંશે સત્કાર થયો છે તે પાછળ આપેલાં પરિશિષ્ટમાં જોવાથી માલૂમ પડશે.

**સ્વાગત મંડળ** "સ્વાગત મંડળ" નીમવાનું કામ પણ શ્રી જીવરામભાઇ દવે, રા. ત્ર્યંબકલાલ તથા રા. કાલિદાસે લીંબડી જઇ ઉકેલી લીધું, અને તેના નીચે મુજબ હોદ્દેદારો પણ નીમી લીધા.

**શ્રીમાન્ જીવરામભાઇ જગજીવન દવે — પ્રમુખ.**

| | |
|---|---|
| **રા. રા. લાલજી જગજીવન દવે.** | **મન્ત્રીઓ.** |
| **" પ્રભાશંકર વિઠ્ઠલજી દવે.** | |
| **" કાલિદાસ ડાહ્યાભાઇ ઓઝા.** | |
| **" મણિશંકર નાનજી ત્રિવેદી.** | |

પરિષદ્‌ના પ્રમુખ તરિકે શ્રી. વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદીનું તથા શ્રી. છોટાલાલ દલપતરામ કવિનું નામ સૂચવવામાં આવ્યું. પરંતુ આવી રીતે કાર્યવાહક સમિતિ પરિષદ્‌ના પ્રમુખને ચુંટે તેના

**પ્રમુખ ચુંટવાની પ્રચલિત રીતિ.** કરતાં તે કામ જ્ઞાતિ સમસ્ત કરી લે એ નિયમસર તથા યોગ્ય કહેવાય એમ ધારી પ્રમુખ ચુંટવાનું કામ બંધ રાખવામાં આવ્યું. પ્રમુખ ચુંટવાની ખરી રીત તો એ કે "સ્વાગત મંડળે" એ ચાર નામો ચુંટી જ્ઞાતિનાં ગામેગામ સૂચવી મોકલવાં; અને પછી દરેક ગામની જ્ઞાતિએ તે સૂચવેલાં નામો પૈકી પોતાની પસંદગી મોકલવી. આવી રીતે વધુ મતે ચુંટાયલા ગૃહસ્થને પ્રમુખ તરિકે ચુંટવાનું કામ "સ્વાગત મંડળે" કરી લેવું જોઇએ. આ યોજના કાર્યવાહક સમિતિએ સ્વીકારી; જો કે ગામે ગામ જ્ઞાતિનાં જવાબદાર મંડળો નહિ હોવાથી મુશ્કેલી તો હતી જ, તો પણ "સ્વાગત મંડળ" તરફથી નામ ન સૂચવતાં દરેક ગામની જ્ઞાતિને પ્રમુખનું નામ પસંદ કરી મોકલવા વિનવવામાં આવ્યું; તથા તેની મુદ્દત પંદર દિવસની ઠરાવી. આવી ઉત્તમ અને સ્વતંત્ર યોજનાનો લાભ જોઇએ તેટલો આપણી જ્ઞાતિ સંસ્થાઓએ ન લીધો એ ખેદની વાત છે, તો પણ નીચે જણાવેલાં દશ બાર ગામોએ પોતાની પસંદગી મોકલીને, પ્રમુખની ચુંટણીના વિકટ કાર્યને સહેલું બનાવી દીધું હતું.

# પરિષદ્‌ના પ્રમુખની ચુંટણીની વિગતવાર યાદી.

| | | |
|---|---|---|
| ગોધા | શ્રીમાન્ | ચિમનલાલ દલપતરામ કવિ. |
| ચુડા | ,, | વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી, અથવા |
| | ,, | હરિશંકર ઇશ્વર દવે. |
| પચ્છેગામ | ,, | વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી. |
| રાજકોટ | ,, | વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી અથવા |
| | ,, | જગજીવન બાવાભાઇ ઓઝા. |
| વડોદરા | ,, | વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી. |
| અંજાર | | ( ભૂલથી પ્રતિનિધિઓનાં નામ મોકલ્યાં છે. ) |
| મુજપુર | | બહુમતિ અનુસાર અથવા શ્રીમાન્ પ્રભાશંકર દેવશંકર શુકલ. |
| શિહોર | ,, | વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી. |
| ગોધરા | ,, | ચિમનલાલ દલપતરામ કવિ. |
| મહુવા | ,, | વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી. |
| લીંબડી | ,, | હરિશંકર ઇશ્વર દવે. |
| | ,, | જગજીવન બાવાભાઈ ઓઝા. |
| ભાવનગર | ,, | છોટાલાલ દલપતરામ કવિ. |
| જામનગર | ,, | છોટાલાલ દલપતરામ કવિ. } મુદ્દત વીત્યા બાદ સૂચવાએલ. |
| | ,, | વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી. |
| | ,, | કૃષ્ણલાલ કેશવલાલ ત્રિવેદી. |
| | ,, | હરિશંકર ઇશ્વર દવે. |

ઉપર યાદીમાં જણાવ્યા મુજબ શ્રીમાન્ વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી બી. એ. એલ એલ. બી. પ્રમુખ

તરીકે વધુમતે ચુંટાયલા જાહેર થતાં, તેમને તે પદ સ્વીકારવા એક વિનંતિ પત્ર લખવામાં આવ્યો, જેના જવાબમાં તે પદ સ્વીકારી, જ્ઞાતિએ મુકેલી જવાબદારી પાળવામાં પોતે સફળ થાય તે માટે જ્ઞાતિનો ઉપકાર અને ઇશ્વિરની મદદ માગ્યાં. ગંભીર જવાબદારી ભરેલી યોગ્ય પ્રમુખની આ પસંદગી સર્વ રીતે અનુકૂળ અને સફલતાની સૂચક હતી.

**પરિષદ્‌ની તૈયારી.**

પ્રમુખની ચુંટણીનું ગંભીર કાર્ય પૂરું થયું ત્યારે પરિષદ્‌ની બેઠક આડો માત્ર એક માસ રહ્યો હતો. શ્રીમાન્ જીવરામભાઇ તથા રા. ત્ર્યંબકલાલ લીંબડી ફરીવાર જઇને આશરે પાંચસો મ્હેમાનો માટે ઉતારા પાણીની તથા સભાસ્થાનની ગોઠવણ કરી આવ્યા. પણ તૈયારીમાં મુખ્ય જરૂરની એક જ વાત હતી કે વીશ વર્ષે મળતી પરિષદ્‌ની આ પ્રથમ બેઠકમાં જ્ઞાતિભાઇઓ ખૂબ સંખ્યામાં હાજરી આપે; અને તેટલા માટે જ કોઇપણ પ્રકારની ફી નહોતી રાખી તેમ પ્રતિનિધિ કે પ્રેક્ષકનો ભેદ પણ નહોતો રાખ્યો. આવી ગોઠવણ કરવાનું કારણ એ કે પરિષદ્‌ની બેઠકનું ખર્ચ શ્રીયુત જીવરામભાઈ આપવાના હતા, અને પ્રાથમિક ખર્ચ ખાનગી મળી રહેશે એવી ધારણાથી કશી ફી રાખવામાં આવી નહોતી. વળી પ્રતિનિધિને ચુંટી મોકલે એવી જ્ઞાતિમાં ક્યાંઇ સંસ્થા નથી, તેથી પ્રતિનિધિ કે પ્રેક્ષકનો ભેદ ન રાખતાં સૌને આવવાની છુટ રાખી હતી. આટલી સગવડ છતાં જ્ઞાતિ ગૃહસ્થોની સારી સંખ્યા નહિ થાય એવી શંકા સૌને આવતી હતી. આશરે ચારસો મ્હેમાનો તો થશે જ એવી શ્રદ્ધા મુખ્ય કાર્યવાહકોને હતી, તોપણ આ છેલ્લા મહિનામાં ખૂબ પ્રયાસ કરવાની જરૂર હતી. તેથી દીવાળી વીતી કે તરત જ રા. કાલિદાસ તથા રા. કાશીરામ પ્રેમી બાકી રહેલાં કેટલાંક સ્થળો તથા મુખ્ય મુખ્ય મથકોએ ફરી વળવા નિકળ્યા.

ભાવનગર, ઉમરાળા, ગઢડા, ચૂડા, વઢવાણકાંપ, ધ્રાંગધ્રા, હળવદ, વાંકાનેર, પાટણ ખેરાળુ, વગેરે સ્થળોએ એ ડેપ્યુટેશન ફરી વળ્યું. વળી જૂદી જૂદી રેલ્વેવાળાઓ અર્ધ ભાડાની (કન્સેશન) મુસાફરી મંજુર કરે તો સૌને લાભ થાય અને સંખ્યા પણ વધે. તેથી પ્રમુખશ્રી વિઠ્ઠલદાસભાઇએ આ બાબતમાં મે. સર પટ્ટણી સાહેબને તથા મોરબીના દિવાન શ્રીયુત પટવારી પર વિનંતિ પત્રો લખ્યા, અને રા. કાલિદાસ એ કામ પછવાડે રોકાયા. ભાવનગરનું કામ બહુ કપરૂં નહોતું, પણ મોરબી રેલ્વે તરફથી મંજુરી મેળવતાં આકાશ પાતાળ એક કરવાં પડેલાં. તે જ વખતે બીજી રેલ્વેઓને તારથી વિનંતિ કરેલી, પણ તે સર્વ નિષ્ફળ ગયેલી. ભાવનગર અને મોરબી રેલ્વેનો દાખલો આપી જામનગર રેલ્વે પાસેથી મંજુરી મેળવવા ડો. રેવાશંકરે ખૂબ શ્રમ ઉઠાવ્યો. અને પરિણામે તે પણ ફતેહમંદ થયા. આવી રીતે ભાવનગર, મોરબી તથા જામનગર રેલ્વેઓએ અર્ધભાડાથી પ્રવાસ કરી શકવાની મંજુરી આપવાથી તે ત્રણ મથકોથી અને તે તે રેલ્વેપરનાં સ્થળોથી જ્ઞાતિ ગૃહસ્થો ખૂબ સંખ્યામાં ઉતરી પડયા.

**નિમન્ત્રણ.**

માસિકદ્વારા, ડેપ્યુટેશનોએ જાતે ફરીને, પરિષદ્ પત્રિકાઓ દ્વારા અને છેવટમાં કંકોત્રી લખીને જ્ઞાતિસમસ્તને નિમંત્રણ દેવામાં આવ્યું. મારવાડ મેવાડના જ્ઞાતિ ગૃહસ્થો પરિષદ્‌માં ભાગ લઈ શકે કે નહિ એવી મુંબાઇમાંથી એક મારવાડી ગૃહસ્થે શંકા ઉઠાવતાં, તરતજ જાહેરાત કરી કે આ પરિષદ્ સમસ્ત શ્રીમાળી બ્રાહ્મણોની છે. કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મારવાડ, મેવાડ વગેરે તમામ સ્થળના શ્રીમાળી બ્રાહ્મણોની આ પરિષદ્ છે. વળી કેટલાકો એમ પણ શંકા કરતા કે આ પરિષદ્ તો યુવાનોની છે; તેમાં વૃદ્ધોને કે જ્ઞાતિના મુરબ્બિઓ કે પટેલીઆઓને ધુતકારી કહાડશે. આ શંકાનું પણ પત્રિકાઓ દ્વારા તથા માસિકમાં ચર્ચીને નિવારણ કરવામાં આવ્યું હતું. વૃદ્ધોના અનુભવ, તથા જ્ઞાતિના રિવાજો અને રૂઢિઓનાં તેમનાં જ્ઞાન વિના જ્ઞાતિહિતના કાર્યની આ પરિષદ્ નિષ્ફળ જશે; તેમજ વૃદ્ધોનાં અનુભવ અને જ્ઞાન સાથે યુવાનોના ઉત્સાહ અને કાર્યશક્તિ નહિ ભળે તો તે અનુભવ અને જ્ઞાન નિષ્પ્રાણ વસ્તુ જેવાં જડ

રહેવાનાં. આવી રીતે પરિષદ્‌માં બંને પ્રકારના જ્ઞાતિ-ગૃહસ્થોની જરૂર હોય જ, અને તેથી સર્વે જ્ઞાતિબન્ધુઓએ-વૃદ્ધોએ તથા યુવાનોએ સૌએ–પરિષદ્‌માં અવશ્ય પધારવું એવી આગ્રહપૂર્વક પત્રિકાઓ કહાડવામાં આવી હતી.

**સ્ત્રીઓને નિમન્ત્રણ.**

ગૃહસંસાર કે સમસ્ત સમાજ સ્ત્રી વિના અપંગ છે, અધુરો છે. વ્યવહારના અને ધાર્મિક કાર્યમાં જેમ સ્ત્રીઓને સહચારિણી તરીકે સાથે રાખવામાં આવે છે, તેમ પરિષદ્‌નું કાર્ય કે જે પણ વ્યાવહારિક કે ધાર્મિક છે તેમાં પણ સ્ત્રીઓને સાથે રાખી તેમાં રસ લેતી તથા ભાગ લેતી કરવી જોઇએ. જ્યાં સુધી આપણાં ગૃહો યોગ્ય સ્ત્રી વિનાંનાં છે, જ્યાં સુધી સ્ત્રીઓને આપણે પાછળ રાખી હરેક પ્રકારના અજ્ઞાનમાં સડવા દઇએ છીએ, ત્યાં સુધી આપણાં ગૃહોનો, જ્ઞાતિનો સમાજનો કે વિશાલ અર્થે દેશનો ઉદ્ધાર નથી. પુરૂષ એકલો જેટલો પ્રયત્ન કરશે તે સઘળો અધુરો જ રહેવાનો, અને લાંબે કાળે ઘસાઈ ભૂંસાઇ જવાનો. પુરૂષ ગમે તેટલો કાર્યદક્ષ હોય તો પણ તે ઘરનો રાજા નથી. ત્યાં તો સ્ત્રીઓનો જ અમલ અને એકકો હોય છે. આપણી જ્ઞાતિ હિતના કાર્યમાં સ્ત્રીઓ ભાગ લેતી થશે, તો જ્ઞાતિમાં ઘર કરી પેઠેલા દુષ્ટ રિવાજોનો વેલાસર અંત આવશે. કન્યાવિક્રયમાં, ઘરેણાં લુગડાંના વધુ પડતા ખર્ચમાં, લગ્નના તથા ઉત્તર ક્રિયાના વરાઓમાં અને ટુંકામાં વ્યવહારના સર્વે કાર્યમાં અબળાઓનો જ એકકો ખરો હોય છે અને કામ લાગે છે. તો પછી આ જ્ઞાતિ કાર્યોમાં સ્ત્રીઓ દૃઢ મનની બને તો ઘણા ઘણા કુરિવાજો તુરતમાં નાબુદ થાય. આવી ઇચ્છાથી જ્ઞાતિની સર્વે બ્હેનોને પરિષદ્‌માં ભાગ લેવા ખાસ નિમન્ત્રણ આપવામાં આવ્યું હતું, તથા સર્વે જ્ઞાતિ ભાઇઓને પણ વિનવ્યું હતું કે તેમણે પોતાની સ્ત્રી, બ્હેન કે દીકરીઓને પરિષદ્‌માં લાવવા નિશ્ચય કરવો. વળી સ્ત્રીઓની સારી સંખ્યા થશે તો તેમની જ એક સ્વતંત્ર સભા મેળવવાનું પણ નક્કી કર્યું હતું.

**પ્રદર્શન.**

પરિષદોના અંગે પ્રદર્શન વિભાગ જરૂરનો છે. દેશની, પ્રાન્તની કે સમાજ વા જ્ઞાતિની કારીગરીઓના અને ગૃહ ઉદ્યોગોના નમુનાઓ, અજાયબી ભરેલા અખતરાઓ, નામાંકિત પુરુષો-જેવાં કે કવિ, લેખક, ચિત્રકાર કે પ્રતિષ્ઠિત-પુરુષોનાં પુસ્તકો, ચિત્રો કે ચરિત્રો-એ સર્વે સામગ્રી પ્રદર્શનવિભાગમાં જરૂરની હોય છે. કામની ખૂબ ભીંસ અને સમયના સંકોચને લીધે કાર્યવાહકો પ્રદર્શનમાં ઉપરની તમામ સામગ્રી એકઠી કરી શક્યા નહોતા જો કે સૌને પ્રદર્શનમાં મદદ કરવા જાહેર વિનંતિ અગાઉથી કરવામાં આવી હતી. તોપણ જ્ઞાતિના નામાંકિત કે પ્રતિષ્ઠિત પુરુષોની છવિઓ, પુસ્તકો, તથા ચરિત્રો મળ્યાં તેટલાં મેળવી પ્રદર્શનમાં મુકવામાં આવ્યાં હતાં, અને પ્રદર્શનના હેતુની તથા તેની જરૂરની, સૂક્ષ્મ છતાં પ્રત્યક્ષ ભાવના હાજર રહેલા પ્રેક્ષકોમાં ઉતરી હતી.

**લીંબડીમાં તૈયારી.**

શ્રીમાન્ જીવરામભાઈ તેમનાં કુટુમ્બ સહીત બરાબર એક અઠવાડિયા પહેલાં અમદાવાદથી લીંબડી પહોંચી ગયા હતા, તથા બન્ને મન્ત્રીઓ તેમ જ રા. ત્રંબકલાલ તથા રા. રતિલાલ પણ ચાર દિવસ અગાઉથી પહોંચ્યા હતા. સ્વયંસેવકોને પણ તેજ અરસામાં હાજર થવાનું હોઈ તેઓ પણ લીંબડી પહોંચી ગયા હતા; અને પરિષદ્‌ની બેઠકોને ત્રણ ચાર દિવસ બાકી રહ્યા તેટલામાં પરિષદ્‌ની તૈયારીની ઠીક ધમાલ મચી રહી હતી.

**સભાસ્થાન, પરિષદ કાર્યાલય, ઉતારા તથા ભોજનશાળા.**

લીંબડી સ્ટેઇટનો ટાઉન હૉલ જે શહેરમાં પેસતાં જ મોખરાપર છે તે સભાસ્થાન તરિકે નક્કી થયો હતો, તથા તેની સામે ડાબી બાજુના વર્તુલમાં આવેલી "શ્રી શંકરાચાર્યની ઓરડીઓ" પરિષદ કાર્યાલય તરિકે રાખવામાં આવી હતી. આવી રીતે શહેરમાં પ્રવેશ કરતાં જ જમણી બાજુ સભાસ્થાન અને ડાબી બાજુ કાર્યાલયની ગોઠવણી બહુ સગવડ ભરેલી થઈ શકી હતી. નદી કાંઠે હરિબાનો ઉતારો, દરબારગઢ પાસે અને નદીની નજીક ભાઉ-

## શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ—લીંબડી. (તા. ૧૨-૧૩-૧૪ નવેમ્બર ૧૯૨૨)




પરિષદમાં હાજર રહેનાર જ્ઞાતિ ગૃહસ્થોનું ગ્રુપ.

ભાનો ઉતારો, કાર્યાલય અને સભાસ્થાનની નજીક મુખ્ય બજારમાં દુકાનો પરની મેડીઓ, ભોજનશાળા અને જળાશય પાસેનો ઉતારો તથા ભીમનાથ મહાદેવનો ઉતારો—આવી રીતે મ્હેમાનોને રહેવાની હરેક રીતે સગવડવાળી ગોઠવણ કરવામાં આવી હતી. અંગ્રેજી તેમજ ગુજરાતી શાળાઓ ચાલુ હતી તેથી શાળાઓના મકાનોનો કે ત્યાંની કોઇ બોર્ડિંગનાં મકાનોનો ઉતારા તરિકે ઉપયોગ થઈ શક્યો નહોતો, અને સૌ મ્હેમાનો તેથી એક જ સ્થળે ઉતરી શકે તેવી ગોઠવણ બની શકી નહોતી. છતાં કુદરતી હાજતોની સગવડવાળા વિશાલ ઉતારા મેળવી જરૂરની સગવડ થઈ શકી હતી. લીંબડીમાં સ્વાભાવિક રીતે પાણીની તંગી રહે છે; તેથી પાણીની સગવડવાળા ભાગમાં એક મ્હોટી ધર્મશાળા ભોજનશાળા તરિકે લેવામાં આવી હતી. પ્રથમના ત્રણ ઉતારાને ભોજનશાળા જરા દૂર પડતી, પણ જંગલ જવાની, નાહવાની તથા ભોજનની સગવડો એક જ સ્થળમાં હોવાથી આ અંતર અગવડ ભરેલું નહોતું જણાતું. ધોળકાના બ્રાહ્મણપીઠના શ્રીમચ્છંકરાચાર્યને હાઇસ્કૂલ પાસેના જીનમાં ઉતારવામાં આવ્યા હતા, અને પ્રમુખશ્રીના ઉતારાની ગોઠવણ સ્ટેટ તરફથી "પ્રતાપવિલાસ"માં થઈ હતી. સભાસ્થાન, લગભગ તમામ ઉતારા તથા પ્રમુખશ્રી માટે ઉતારાની તેમ જ એક ગાડીની કાયમની ગોઠવણ કરી આપી લીંબડીના નામદાર નરેશે આપણી પરિષદ્દનું સારું સ્વાગત કર્યું હતું.

**મ્હેમાનોનું આગમન.**

શુક્રવાર સ્હાંજથી મ્હેમાનો આવવા શરુ થયા હતા. લીંબડી સ્ટેશને કયી કયી બાજુએથી ટ્રેઇનો ક્યારે ક્યારે આવે છે તેની જાહેરાત અગાઉથી આપી દીધી હતી. સ્ટેશન અને શહેર વચ્ચે એકાદ માઇલનું અંતર છે, અને ટ્રામગાડી પણ દોડે છે તેથી બીજાં વાહનોની ગોઠવણ ખાસ કરી નહોતી. શનિવાર તથા રવિવારની તમામ ટ્રેઇનો વખતે ટ્રામના ચારથી પાંચ ડબ્બા મ્હેમાનો માટે ખાસ રોકવામાં આવ્યા હતા. ઉપરાંત સ્ટેશનપર દરેક ટ્રેઇન વખતે સ્વયં સેવકોની ટુકડીને પણ રોકવામાં આવી હતી. સ્ટેશનપરની સ્વયંસેવકોની ટુકડીએ મ્હેમાનોને ટ્રેઇનમાંથી ઉતારી ટ્રામમાં સગવડ કરાવી આપવાનું હતું; અને શહેરમાંના ટ્રામનાં સ્ટેશન પાસે પણ સ્વયં સેવકોની ટુકડી તૈયાર હતી કે જે સૌ મ્હેમાનોને પ્રાંતવાર ઉતારામાં પહોંચાડતી હતી. વઢવાણ કેમ્પથી પશ્ચિમ તરફનાં જેમકે થાન, વાંકાનેર, મોરબી, રાજકોટ, જામનગર, કચ્છ વગેરે સ્થળોના મ્હેમાનોનો એક વિભાગ; વઢવાણથી દક્ષિણ તરફનાં છેક ભાવનગર અને મહુવા વગેરે સ્થળોના મ્હેમાનોનો બીજો વિભાગ; ગુજરાત—પાટણ, ધોળકા, અમદાવાદ-ના મ્હેમાનોનો ત્રીજો વિભાગ; એવી રીતે વિભાગવાર ઉતારાની ગોઠવણ રાખી હતી, જો કે આ ગોઠવણ ચોકસાઇથી પાળવામાં આવી નહોતી. શનિવારે બપોર સુધીમાં સોએક મ્હેમાનો આવી પહોંચ્યા હતા.

**પ્રમુખશ્રીનું આગમન.**

શનિવારે સ્હવારની અગિઆરની ગાડીમાં રાજકોટથી રવાના થઈ સ્હાંજે સાતની ગાડીમાં પ્રમુખશ્રી પધારવાના હતા. સ્ટેશનથી તેમના ઉતારે તેમને સરઘસમાં લઈ જવાની ગોઠવણ કરી હતી, તેથી સૌ મ્હેમાનો સ્હાંજે સ્ટેશનપર તેમને લેવા આવ્યા હતા. તે વખતનો સ્ટેશનપરનો દેખાવ હૃદયને આનન્દ અને જાતિઅભિમાનથી ભરી દેતો હતો. શ્વેત ખાદીમા સજ્જ થઈ "**શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્દ—સ્વયંસેવક**"ના ખાદીના પટાથી શોભી રહેલા પચાસેક સ્વયં સેવકોની શ્વેતરંગી હાર, ઉલ્લાસમાં ઝુલતા સ્વાગત મંડળના પ્રમુખ અને આનન્દમાં ફરતા જ્ઞાતિ ગૃહસ્થોથી સ્ટેશન પર ભીડ ઠીક થઈ હતી. બરાબર સવાસાતે ટ્રેઇન આવી પહોંચી કે તરત જ "**મહાલક્ષ્મી માતકી જે**"ના ધ્વનિથી સ્ટેશન ગાજી ઉઠયું. શ્રીમાન્ જીવરામભાઇએ પ્રમુખશ્રીને ફુલનો હાર પહેરાવી સ્વાગત કર્યું. સ્ટેટ તરફથી રેવન્યુ કારભારી મિ. રાજા પણ પ્રમુખશ્રીનાં સન્માનાર્થે આવ્યા હતા. સ્ટેશન બહાર પ્રમુખશ્રીને લાવતાં સરઘસ ગોઠવાઈ ગયું હતું. આ ટ્રેઇનમાં આશરે બસેં મ્હેમાનો પણ ઉતર્યા હતા, અને તેઓ પણ સરઘસમાં જોડાયા હતા. શરુઆતમાં સ્વયંસેવકો, પછી જ્ઞાતિ ગૃહસ્થો અને પછી

પ્રમુખશ્રીની ગાડી. ગાડીમાં પ્રમુખશ્રી તથા શ્રીયુત ચિમનલાલ દલપતરામ કવિ સામેની બાજુએ તથા તેમની સામી બાજુએ શ્રી. જીવરામભાઈ તથા તેમના મોટાભાઈ લાલજીભાઈ બેઠા હતા. સ્ટેશનથી "પ્રતાપવિલાસ" સુધી સ્ટેઈટ તરફથી વિજળીની રોશની કરવામાં આવી હતી, તથા સરઘસ સાથે કીટસન લાઇટ પણ રાખવામાં આવી હતી. "**મહાલક્ષ્મી માતકી જે**" અને "**હર હર મહાદેવ**"ના ધ્વનિ સાથે સરઘસ અર્ધ રસ્તે પહોંચ્યું હશે એવામાં પ્રમુખે ગાડીમાંથી ઉતરી સૌ ભાઇઓની સાથે ચાલતાં જવાની ઇચ્છા દર્શાવતાં પ્રમુખ અને સરઘસ ચાલતાં જ ઉતારે પહોંચ્યાં.

'પ્રતાપવિલાસ'ના પ્રવેશદ્વારમાં પેસતાં જ પ્રમુખશ્રીએ પોતાને આપેલા આ સ્વાગત માટે સૌનો આભાર માન્યો, તથા આવી એકસંપી તથા આનન્દની લાગણી જોઇને આપણા પરિષદ્‌નાં કાર્યની સફળતા ઇચ્છી. ત્યારપછી સરઘસ ત્યાંથી વેરાયું. રવિવારનું પ્હરોડ થયું ત્યાં તો લગભગ બીજા ત્રણસેંક મ્હેમાનો ઉતર્યા, અને ભાવનગર તરફથી આવતી સ્હવારની દશની ગાડીમાં બીજા સોએક મળી રવિવાર બપોર સુધીમાં બધા મળી લગભગ સાતસેં મ્હેમાનો આવી પહોંચ્યા હતા.

**સભાસ્થાન અને પ્રેક્ષકોનો પ્રવાહ.**

સભાસ્થાનને બહારથી વાવટાઓથી, આસોપાલવનાં તોરણોથી તથા સુંદર ફુલ ઝાડોનાં કુંડાંઓથી શણગારવામાં આવ્યું હતું. અંદર પેસતાં છેક સામેની દિવાલે શ્રી આદ્યશંકરાચાર્યની અને શ્રી સરસ્વતીની છબિઓ શોભી રહી હતી. પ્રમુખશ્રીની બેઠકનો ભાગ ખાદીના રેંટિઆ-ચક્રના વાવટાનાં કમાનાકાર તોરણથી તથા લીંબડીના નામદાર ઠાકોર સાહેબ અને અન્ય સંભાવિત ગૃહસ્થો માટે બિછાવેલા સુંદર તકીઆ ગાલીચાથી ઠીક શોભી રહ્યો હતો. બાકીની ત્રણે બાજુએ વાવટાઓ, તથા વાંચી શકાય તેવડા અક્ષરોથી નૈતિક, ધાર્મિક તથા ઉચ્ચ બોધદાયક લાલ લીલા રંગમાં લખેલાં વાક્યો સભાસ્થાનની શોભામાં અવર્ણનીય વધારો કરતાં હતાં. પ્રમુખની જમણી બાજુનો થોડો વિભાગ સ્ત્રીઓ માટે ખાસ અલાયદો રાખવામાં આવ્યો હતો. બરાબર બાર વાગ્યાથીજ પ્રેક્ષકોનો પ્રવાહ સભાસ્થાન તરફ વળવા લાગ્યો હતો. સભાસ્થાનની અંદર જવા માટે '**સભામંડપ**"ના પાસો તથા "**વિષયનિર્ણાયક સમિતિ**" માટેના પાસો રાખવામાં આવ્યા હતા. પ્રથમ તો એવી ગોઠવણ કરેલી અને તેવું અગાઉથી જાહેર પણ કરેલું કે જેમ જેમ મ્હેમાનો આવતા જાય તેમ તેમ પરિષદ્‌ના ઓફિસમાંથી નામ નોંધાવી પાસ લેતા જાય. પણ આ ગોઠવણ ચાલી શકી નહિ, તેથી દરેક ઉતારે તે તે ઉતારાના સ્વયંસેવકોને મ્હેમાનોના નામ નોંધી "સભામંડપ"ના પાસ આપવાનું સોંપ્યું હતું. ઉપરાંત સભાસ્થાનના દ્વારપર પણ મ્હેમાનોનાં નામ નોંધી પાસ આપવાની ગોઠવણ કરી હતી. છતાં સૌ મ્હેમાનોનાં નામો નોંધાયાં નથી એવી ચોકસ શંકા રહે છે. લીંબડી શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને, રાજ્યના અમલદારોને, તથા જ્ઞાતિઓના અગ્રેસરોને પ્રથમ દિવસની બેઠકમાં પધારવાને નિમન્ત્રણ મોકલ્યું હતું. ધીમે ધીમે એક વાગ્યા સુધીમાં પ્રાન્તપ્રાન્તના અને ગામગામના જ્ઞાતિગૃહસ્થોથી તથા પ્રેક્ષકોથી સભાસ્થાન ભરાઈ ગયું હતું.

**પ્રમુખશ્રી, ના. ઠાકોર સાહેબ તથા શ્રીમચ્છંકરાચાર્યનું આવાગમન.**

શુમારે દોઢ વાગ્યે પ્રમુખશ્રી "મહાલક્ષ્મી માતકી જે"ના હર્ષધ્વનિ સહીત પધાર્યા. ના. ઠાકોર સાહેબ પણ નિયત કરેલા સમયે રાજકુમારો સહીત પધારતાં, તથા ધોળકા બ્રાહ્મણપીઠના શ્રીમચ્છંકરાચાર્ય પધારતાં સમસ્ત સભાએ ઉભા થઇને "હર હર મહાદેવ"ના જયધ્વનિ સહીત આવકાર આપ્યો.

# પ્રથમ દિવસની બેઠક.



બપોરે બરાબર બે વાગે **ઇશ્વર** સ્તવનથી સભાનું કામ શરુ થયું. અમદાવાદ જ્ઞાતિ છાત્રાલયના, શ્વેત ખાદીમાં શોભતા ત્રણ વિદ્યાર્થીઓએ "**मूकं करोति वाचालं**"ની ઇશ્વર સ્તુતિ ગાઈ, અને થાનના વતની વણાટશાળા ચલાવતા ભાઈ ડાહ્યાલાલ દેવરામ દવેએ નીચેનું "સ્વાગત ગીત," હલકભર્યા મધુર રાગથી ગાઈ સૌનું સ્વાગત કર્યું.

## સ્વાગત ગીત.

### ( છંદ હરિગીત, રાગ ભૈરવી ).

આવો મહાલક્ષ્મી તનુજો, હેત ઉર ઉભરાય છે;
સ્વાગત ત્હમારૂં સ્નેહથી કરતાં પરમ સુખ થાય છે. ૧

વહ્યું ચક્ર વર્ષો વીશનું, ટળ્યું તિમિર ઘોર નિરાશનું;
પ્રકટયું પ્રભાત સુરમ્ય રસીલું, ઐક્ય ઉન્નતિ આશનું. ૨

તજી માન મદ અહંકારને, ભૂલો જ ઉંચ નીંચ ભાવને;
એક જ્ઞાતિ-વેલતણાં ફુલોમાં, ભેદ કહો કયાં સંભવે? ૩

આ યજ્ઞ આપણ આદર્યો, સહચાર સંપ વધારવા;
અસહિષ્ણુતા, ઈર્ષ્યા, પરસ્પરદ્વેષ, અસૂયા હોમીએ. ૪

સંગમ અનેરો આજ છે, વિશાલ દિલ-દરિયાવમાં;
આવો પધારો સૌ મળી લઇએ અનેરા લ્હાવને. ૫

**કાલિદાસ વસનજી દવે.**

**સ્વા. મં. ના પ્રમુખનું ભાષણ.**

ઉપરનું સ્વાગત ગીત ગવાઈ રહ્યા પછી તરત જ સ્વા. મં. ના પ્રમુખ શ્રીમાન જીવરામભાઇએ નીચેનું પોતે તૈયાર કરી છપાવેલું ભાષણ જ્ઞાતિપ્રેમથી ભરેલા ગદ્‌ગદ્ કંઠે વાંચી સંભળાવ્યું હતું.

## શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્‌ના સ્વાગતમંડળના પ્રમુખ
## શ્રીમાન્ જીવરામભાઇ જગજીવન દવેનું

# ભાષણ.

**પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્ય, નામદાર ઠાકોર સાહેબ, સંભાવિત ગૃહસ્થો, નાગરિકો, જ્ઞાતિબન્ધુઓ તથા બ્હેનો,**

આપ સર્વે આપનો અમૂલ્ય વખત બચાવી અત્રે પધારી અમને સર્વેને આભારી કર્યા છે તેથી સન્માન-કારિણી સભા તરફથી આપ સર્વેને આભાર માનુંછું અને પરમ આનંદની લાગણી પ્રગટ કરૂં છું.

ગૃહસ્થો, શ્રીમાળી બ્રાહ્મણની ઉત્પત્તિ વિષે આપનામાંના ઘણા માહિતગાર છે તથાપિ હું અત્રે ટૂંકામાં જણાવું છું કે **શ્રી** એટલે લક્ષ્મીજીના પુત્રો–આશ્રિતો–શ્રીમાળી બ્રાહ્મણો આપણે હતા અને પ્રથમ **શ્રીમાળ-નગરના** રહેવાશી હતા તે ઉપરથી **શ્રીમાળી** એવું આપણું નામ પડયું. ત્યાંથી પ્રારબ્ધના યોગે, શ્રીમાળ નગર તૂટતાં આપણે મારવાડ, મેવાડ, કચ્છ, કાઠીઆવાડ તથા ગુજરાતમાં આવી વસ્યા. તે સમયે આપણા પૂર્વજોનું વર્તન પ્રાચીન ઋષિમુનિઓના જેવું ઉત્તમ અને વખાણવા યોગ્ય હતું. તેઓ વિપ્રોમાં શ્રેષ્ઠ ગણાતા હતા. પરંતુ આપણો સમુદાય ભિન્નભિન્ન થવાથી તથા અંદર અંદર કુસંપથી અત્યારે આપણે બીજી જ્ઞાતિઓ કરતાં પશ્ચાત રહ્યા છીએ.

આજથી વીશ વર્ષ ઉપર કોઇપણ વિપ્રની પરિષદ્ ભરાવા માંડી તે પહેલાં આપણી જ્ઞાતિની પ્રથમ પરિષદ્ વઢવાણ મુકામે ભરાઈ હતી અને તેના મુકાની આ નગરના રહીશ મુરબ્બી કવિશ્રી ભવાનીશંકરભાઈ હતા. તે નામ આજે આપતાં મને ઘણો હર્ષ થાય છે. તેઓશ્રીએ તેમનાથી બનતું સઘળું કર્યું અને તે કાર્યમાં મદદ રૂપે વૈદ્યરાજ જટાશંકરભાઈ વગેરે ગૃહસ્થોએ પણ ઘણી સેવા બજાવેલી મને યાદ આવે છે. ઉપર જણાવેલા બંને મહાપુરુષો અત્યારે આપણી પાસે હાજર નથી પરંતુ તેમના અમર આત્માને પરમ શાંતિ થશે કે આજે આપણી આશાઓ ફળીભૂત થઈ છે. તે સમયની પરિષદો સફળ નીવડી શકી નહિ. આજે વીશ વર્ષ પૂર્વેની સ્થિતિમાં ઘણો ફેરફાર થયો છે. અને જ્ઞાતિ ઉન્નતિમાં જ્ઞાતિનો વિશેષ ભાગ સાચો રસ લેવા લાગ્યોછે. સમય સમયનું કામ કર્યાજ કરે છે પણ તેની સાથે પુરુષ પ્રયત્નની જરૂર રહે છે. આ વખતની આપણી પરિષદ, મુરબ્બી પ્રમુખસાહેબ, મુરબ્બી કવિ ચિમનલાલભાઈ, મુરબ્બી છોટાલાલભાઈ, તથા ત્રંબકલાલભાઈ, કાલિદાસભાઈ, રતિલાલભાઈ, કાશીરામભાઈ વગેરેના પ્રયાસથી અત્રે ભરવાને આપણે સફળતા પામ્યા છીએ તે માટે આપણે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તેમાંયે ઉપરના ચારથી સાત ગૃહસ્થોએ સ્થળે સ્થળે ફરી જ્ઞાતિમત કેળવી જે પ્રયાસો કર્યા છે અને જેમના પ્રયત્નથી આપણે પરિષદ્ મેળવવાને શક્તિમાન થયા છીએ તે માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

આપણી જ્ઞાતિની ઉન્નતિ વિષે હું કાંઈ બોલું તેના કરતાં શ્રીયુત પ્રમુખ સાહેબ તથા અન્ય ગૃહસ્થો પાસેથી આપ સાંભળો તે વધારે ઠીક, તેથી હું તે વિષે કાંઈ નહિ કહેતાં માત્ર પ્રભુ પાસે એટલી જ પ્રાર્થના કરૂંછું કે આપ સર્વે જે પરિશ્રમ વેઠી અત્રે પધાર્યા છો તે પરિશ્રમ સર્વાંશે સફળ થાઓ!

આપણી જ્ઞાતિના બે મહાન સમૂહો–સામ અને યજુર–ભેગા થાય, કેટલાક હાનિકારક રિવાજો નાબૂદ

પરિષદના પ્રમુખ.



શ્રીમાન વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી, બી. એ., એલ. એલ. બી.

શ્રીમાળી બ્રાહ્મણ

પરિષદ—લીંબડી

૧૯૭૯.

સ્વાગત મંડળના પ્રમુખ.



શ્રીમાન જીવરામભાઇ જગજીવન દવે.

થાય, કન્યાવિક્રય બંધ થાય, જ્ઞાતિમાં વિદ્યાની વૃદ્ધિ થાય, પરસ્પર પ્રેમભાવ વધે અને સર્વે જ્ઞાતિબાઇઓ સુખી થાય એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છુંછું.

જે જે કોમને ડાબે ખભે જનોઇ છે તે દરેક કોમ પોતપોતાની પરિષદો ભરી સુંદર કામો કરી રહી છે અને આપણે પણ આપણું કર્તવ્ય યથાશક્તિ કરવું જોઇએ. આપણી ફરજ છે કે વિચાર અને વિવેક વાપરી સમયને ઉચિત સુધારાઓ આપણી જ્ઞાતિમાં કરવા જોઇએ. ત્યારે જ આપણી ભાવી પ્રજા સુખી થશે અને આપણને આશીર્વાદો આપશે.

આપણે સર્વે જેમ ભેગા થયા છીએ તેવી જ રીતે દરેક વખતે આનંદથી અને અન્યોન્ય પ્રેમથી વર્તીએ એવી મારી અંતરની ઉંડી આશા છે. વળી આ ત્રણે દિવસના કાર્યક્રમમાં એક બીજા સાથે હળીમળી કાંઇક સંગીન કામ કરવા તથા દરેક વાતનો સંતોષથી નીવેડો લાવવા આપ પ્રત્યે મારી વિનંતિ છે.

છેવટે, આપણે સર્વે એકજ માતાના સંતાનો છીએ એ ધ્યાનમાં રાખી પરસ્પર પ્રેમભાવ અને ક્ષમાથી આપણું કામ પરિપૂર્ણ કરીએ અને એક સૂરથી ઉચ્ચારીએ કેઃ—

**या देवी सर्वभूतेषु दया (क्षमा) रूपेण संस्थिता ।**

**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥**

જે દેવી પ્રાણીમાત્રમાં દયારૂપે (ક્ષમારૂપે) રહેલી છે તેને નમસ્કાર! તેને નમસ્કાર! તેને ફરી ફરીને નમસ્કાર!

ॐ **शान्तिः शान्तिः शान्तिः**

---

**પ્રાન્તવાર પ્રમુખશ્રીની ચુંટણી.**

સ્વા. મં. ના પ્રમુખનું ભાષણ પુરૂં થતાં, પ્રાન્તવાર પ્રમુખશ્રીની ચુંટણી શરૂ થઇ. ઝાલાવાડ પ્રાન્ત તરફથી પ્રમુખની ચુંટણીની દરખાસ્ત મુકતાં પ્રો. નર્મેશંકર પ્રાણજીવન દવેએ જણાવ્યું કે આજથી વીશ વર્ષ પહેલાં આપણી પહેલી કોન્ફરન્સ વઢવાણ ભરાઇ એ સૌને યાદ હશે. તે પ્રસંગનો મ્હને ખૂબ અનુભવ છે. આજ તો દુનિયા ખૂબ આગળ વધી છે, અને પ્રમાણમાં આપણી જ્ઞાત્તિ પણ આગળ વધી છે. જ્ઞાતિ સમસ્તનું આ સંમેલન એકઠું થાય એવી સગવડ જીવરામભાઇએ કરી પોતાના દ્રવ્યનો ઉત્તમ ઉપયોગ કર્યો છે. આ પરિષદ્ માટે આપણે એક ઉત્તમ સુકાનીની જરૂર છે. આખી જ્ઞાતિમાંથી આ લાયકાત માટે જે નામો યાદ આવે છે તેમાં શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઇનું નામ અનેક કારણોથી પ્રથમ નજરે પડે છે તેઓશ્રી જૂના અને નવા જમાનાના પુલરૂપ છે. તેમના સ્નેહીલા સ્વભાવનો મ્હને તો ખૂબ અનુભવ છે. તેમની વિદ્વતા, વિચારશક્તિ તથા કાર્યદક્ષતા સૌ કોઇ જાણે છે. તેથી પ્રમુખપદ માટે તેઓ હરેક રીતે યોગ્ય છે એમ કહી આપ સૌ સમક્ષ તેમનું નામ હું સૂચવું છું અને આશા છે કે આપ તે વધાવી લેશો. ઉપરની દરખાસ્તને હાલાર પ્રાન્ત તરફથી રા. રા. જગજીવન બાવાભાઇ ઓઝાએ, સોરઠ પ્રાન્ત તરફથી રા. રા. ખીમજી દામોદર દવેએ, કચ્છ તરફથી રા. રા. ઉમિઆશંકર ડાહ્યાભાઇ ઓઝાએ, ગુજરાત તરફથી રા. રા. મણિલાલ મહાદેવ ઓઝાએ તથા ગોહેલવાડ તરફથી રા. રા. પીતાંબરદાસ ગોવિન્દરામ ત્રિવેદીએ યોગ્ય શબ્દોથી અનુમોદન આપ્યું હતું; અને તરતજ પ્રમુખશ્રીએ આનન્દના જયધ્વનિ વચ્ચે પ્રમુખપદ સ્વીકાર્યું હતું. પછી શ્રી. જીવરામભાઇએ શ્રીમચ્છંકરાચાર્યને, નામદાર ઠાકોર સા. ને, કુંવર સા. ને તથા પ્રમુખ સાહેબને હાર તોરા અર્પણ કર્યા હતા. હજુર શ્રીને તરતજ જવાનું હોઇ તેઓ

પરિષદ્‌નું બીજું કાર્ય જોવા રહી શકયા નહોતા, પરંતુ ઉઠતી વખતે તેમણે ટૂંકું પણ લક્ષમાં રાખવા જેવું નીચેના મુદ્દાનું ભાષણ કર્યું હતું.—આ જ્ઞાતિ પરિષદ્ છે અને આવી જ્ઞાતિ પરિષદો ઘણી મળી અને વિખરાઈ ગઈ છે, પણ તેમાં કાંઈ સંગીન કાર્ય થયું જણાયું નથી. આ પરિષદ્ જ્ઞાતિહિતનું કાંઈ સંગીન કાર્ય કરે એવું હું ઇચ્છું છું. તમે બ્રાહ્મણો છો. બ્રાહ્મણો અમારા પૂજ્ય છે. તમે કાંઈક સંગીન કાર્ય કરીને જૂદા પડશો તો લીધેલા શ્રમનો બદલો વળ્યો ગણાશે. પછી નામદાર ઠાકોર સાહેબનો ઉપકાર માનતાં રા. રા. કૃષ્ણલાલ કેશવલાલ ત્રિવેદીએ જણાવ્યું કે પોતાના શહેરમાં આપણી પરિષદ ભરાય એ મોટું માન સમજીને આપણને હરેક પ્રકારની સગવડો આપવા ઉપરાંત અત્રે પધારીને આપણી પરિષદ્‌ને લીંબડી નરશે શોભાવી છે અને આપણને આભારી કર્યા છે. બ્રાહ્મણો તરફનો ત્હેમનો પૂજ્યભાવ પરાપૂર્વનો છે. તેમના આવા કિમ્મતી બોધ ભરેલા શબ્દો માટે સૌની તરફથી તેઓશ્રીનો ઉપકાર માની તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છું છું. ત્યારબાદ નામદાર ઠાકોર સાહેબ હર્ષનાદ વચ્ચે વિદાય થયા હતા. પછી પ્રમુખશ્રીની સૂચનાથી પરિષદ્‌ના

**અભિનન્દન તથા ફતેહના પત્રો.** મન્ત્રી રા. કાલિદાસ વસનજી દવેએ અભિનન્દનના તથા પરિષદ્‌ની ફતેહના તાર તથા પત્રોના સાર વાંચી સંભળાવ્યા હતા.

નીચેના ગૃહસ્થો તરફથી સહાનુભૂતિ અને સફળતા ઇચ્છિતા સંદેશા આવ્યા હતા.

| | | |
|---|---|---|
| શ્રીમાન્ | છોટાલાલ દલપતરામ કવિ | મહુવા. |
| ,, | અમૃતલાલ લાલજી ઓઝા, | કલકત્તા. |
| , | ગિરિજાશંકર ભગવાનજી ત્રિવેદી | મુંબાઈ. |
| ,, | પ્રો. ત્રિભુવનદાસ ત્રિવેદી | કરાંચી. |
| ,, | હરગોવિન્દદાસ મણિશંકર ત્રિવેદી | ભાવનગર. |
| ,, | પ્રભાશંકર દેવશંકર શુકલ | અમદાવાદ. |
| ,, | છોટાલાલ પીતાંબરદાસ ઓઝા | વઢવાણ કાંપ. |
| ,, | હરિશંકર ઇશ્વર દવે | રાજકોટ. |
| ;, | શંકરલાલ ભવાનીશંકર | દેમાઈ. |
| ,, | મહારાજશ્રી રઘુનાથાચાર્યજી | ખોરાસા. |
| ,, | મહારાજશ્રી સંતોબા | કુકરમુંડા (ખાનદેશ) |
| ,, | શ્રી અંજારની જ્ઞાતિ સમસ્ત | અંજાર. |
| ,, | મૂળશંકર પોચાભાઈ નાનાભાઇ | ધોળકા. |
| ,, | કેશવજી વિશ્વનાથ ત્રિવેદી | મુંબાઈ. |

મહારાજશ્રી રઘુનાથાચાર્યજીએ પરિષદ્‌ની સફળતા ઇચ્છિતાં લખી જણાવ્યું હતું કે "મેં સન્યાસ લીધેલ છે, તો પણ સ્વજ્ઞાતિ અનુવૃત્તિ બનીજ રહે છે અને તેથી સ્વજ્ઞાતિભાઇઓની ઉન્નતિના કાર્યમાં અવશ્ય આવવું જોઇએ; પણ દૈવયોગે પક્ષઘાતથી વ્યાધિગ્રસ્ત છું........યશસ્વતમાંથી યશનીજ પ્રસૂતિ હોય એ નિયમાનુસાર જ્યાં ધર્મપાલકો, સાક્ષરો એને સદ્વર્તનશાલી મહાનુભાવોનું પધારવું થાય ત્યાં ઇચ્છિત ફળની પ્રાપ્તિ અવશ્ય થાય એવું મ્હારૂં અંતઃકરણ માની રહ્યું છે." સહાનુભૂતિના પત્રો વંચાઈ રહ્યા પછી પ્રમુખશ્રીએ "**મહાલક્ષ્મી માતકી જે**"ના ઉત્સાહક હર્ષનાદ વચ્ચે પોતાનું છાપેલું ભાષણ વાંચવું શરૂ કર્યું.

# પ્રમુખ શ્રીમાન્ વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી, બી. એ. એલએલ. બી. નું ભાષણ.

મ્હારા વ્હાલા જ્ઞાતિબન્ધુઓ,

પ્રેસીડન્ટ તરીકે આપ ભાઇઓ તરફથી સોંપાયેલું કામ આરંભ કરતાં પહેલાં આ સ્થળેથી મારે આપણી જ્ઞાતિના નરરત્ન રા. જીવરામભાઈ જેના સત્કારથી આપણે આ પરિષદ્ આ સ્થળે ભરી શકીએ છીએ તેનો આભાર માનવો જોઇએ. આપણી જ્ઞાતિમાં ભેળા થઈ વિચારની આપ લે કરી અમુક સવાલોને અમુક સંકોચમાં આણી વ્યવહાર રીતે તેમને પાર ઉતારવા આપણે પ્રયાસ કરવો હોય તો મુખ્ય જરૂરની વાત એ છે કે આપણે પ્રથમ તો એક સ્થળે મળવું જોઇએ. છેલ્લાં વીશ વર્ષ થયાં એટલે કે આપણી પરિષદો ઉપરાઉપરી વઢવાણ અને જામનગર ભરાઈ ત્યારબાદ આપણને ભેગા મળવા પ્રસંગ આવ્યો નથી. અને ભેગા મળ્યા સિવાય એક બીજાનાં ઓળખાણ, એક બીજા ભાઇઓ સંબંધમાં ખરૂં જ્ઞાન, અને એક બીજા ભાઇઓનો પરસ્પરનો ઉપયોગિતાનો ખ્યાલ સ્વાભાવિક રીતે નજ આવે. સમાગમ માટે કેન્દ્રસ્થાન તરીકે એક શુભસ્થાનને પસંદ કરી જ્ઞાતિબન્ધુઓને મળવા તક ન મળે અને તેથી છુટી છુટી વ્યક્તિઓમાં એકબીજા તરફ ગેરસમજૂતી હોય અને તેથી તે ગેરસમજૂતીને પરિણામે ઘણાં સત્કાર્યોનો આરંભ થઈ શકે નહિ. આરંભ ન થાય તો કાર્ય રસ્તા ઉપર લાવી શકાય નહિ, અને રસ્તા ઉપર કાર્ય ન આવે તો તેને રીતસર ગતિ મળી આગળ વેગ વધારી શકાય નહિ એ સ્વાભાવિક છે. આ બધી મુસ્કેલી દૂર કરાવી આ કેન્દ્રસ્થાન જેવા લીમડી શહેરમાં આપણા ઉદાર વૃત્તિના, અને જાહેર લાગણીવાળા ગૃહસ્થે આપણને બોલાવી વિચારની આપ લે કરવા, એકબીજાની ઓળખાણ કરવા જે તક આપી છે તે માટે શ્રીમાલીની જ્ઞાતિ સમસ્ત તેમના મોટા આભાર તળે છે. રા. ભાઇશ્રી જીવરામભાઇએ તમને ખુલ્લા હૃદયથી સત્કાર કરી પોતાની ફરજ બજાવી છે. આપણામાં જુના રિવાજ પ્રમાણે માતપિતાના ઉત્તર કાર્ય પ્રસંગે નામાંકિત ગૃહસ્થો આપણા ભાઇઓનો સત્કાર કરે છે તે વાત થોડા અથવા ઝાઝા અંશમાં આપ સૌને જાણીતી છે, પણ આખા સમાજને સમાજ સેવાની ખાતરજ પોતાને આંગણે ખુલ્લા દિલથી સમસ્ત ભારત વર્ષના શ્રીમાલી બ્રાહ્મણો પછી તેઓ મારવાડી હો કે મેવાડી હો, પછી તેઓ ગુજરાતી હો કે કાઠીઆવાડી હો, પછી તેઓ વેપાર-નોકરી કે અન્ય પ્રવૃત્તિ લઇને તેઓ આર્ય ભૂમિના દૂર દૂર ભાગમાં વસતા હો કે આફ્રિકામાં પોતાના રોજગાર-ધંધા માટે વસતા હો, તેમને સૌને આમંત્રણ કરી એક સ્થળે લાવવાની હિંમત અને ઔદાર્ય બતાવવામાં તો રાજેશ્રી જ્ઞાતિભૂષણ જીવરામભાઈ માટે આપણે જેટલો ઉપકાર માનીએ તે ઓછો છે. હજી આપણામાં દેશતેડાં-નાનાં અથવા મોટાંનાં સ્મરણો આપણા દિલમાં છે. આપણા સાર્વભૌમ શહેનશાહ પંચમ જ્યોર્જ જેઓ આ ભારતવર્ષની ગાદીએ રાજ્યારોહણ કરવા આ આર્યભૂમિ ઉપર પધાર્યા તેજ વખતે આપણા જ્ઞાતિભૂષણ રા. કલ્યાણજીભાઈ ચત્રભજ ઓઝાએ આપણામાં કહેવત છે તે પ્રમાણે કાશીના ઝાંપા સુધી કંકોત્રીઓ મોકલી આપણા ભાઇઓને બોલાવ્યા હતા. તે પહેલાં શ્રીમાલી ગૃહસ્થોએ ધોળકામાં એક કરતાં વધારે મોટા મોટા દેશતેડાં એક એકથી ચડતાં જાય તે પ્રમાણે કર્યાં હતાં. કાઠીઆવાડમાં પણ ભાવનગર અને અમરેલી, અને રાજકોટમાં આવા મહાન પ્રસંગો પ્રાપ્ત થયા હતા. જે વખતે રેલ્વે, ટેલીગ્રાફ અને પોસ્ટ ન હતાં ત્યારે જ્ઞાતિબન્ધુઓને એક સ્થળે ભેળા કરવાનો આ સારો પ્રસંગ હતો. પણ આ દેશતેડાંનો મારો જે અનુભવ થયો છે તે એવો થયો છે કે તે દેશતેડામાં જ્ઞાતિ સંસ્થાના પ્રશ્નો અને જ્ઞાતિ સંસાર સુધારાની પ્રગતિ તે જમાનામાં પણ થઈ શકી નહોતી. એ દેશતેડાંઓના પ્રસંગમાં કાંઈ કાર્ય થતું તો દીકરા દીકરીના સગપણ થતાં ખરાં. પણ સમાજ સુધારણાનું કોઇ કાર્ય મારી યાદ શકિત મને લઈ જાય છે તે કાળમાં થયું નથી. છેવટે રેલ્વે થતાં આ દેશતેડાં નિરૂપયોગી થઈ ગયાં. દક્ષિણા અને

ભોજન જે આ દેશતેડાંના મુખ્ય અંગ છે તેની કિંમત ઘટી ગઈ. રેલવે ભાડામાં દક્ષિણા ચાલી જવા લાગી, અને તેથી તથા પ્રવૃત્તિઓ વધી ગઈ અને વિચારમાં ફેરફાર થઈ ગયા એટલે આ દેશતેડાં માટેનું આકર્ષણ ઘણુંજ ઓછું થયું.

એટલે દેશતેડાં જે કાંઈ જુજ હેતુ પાર પાડતાં હતાં તે આકર્ષક થતાં બંધ પડયાં અને બીજી રીતે મળવાના પ્રસંગો રહ્યા નહી તેથી પરિણામ એ થયું છે કે આપણે પૃથક પૃથક સ્થળની જ્ઞાતિઓ અને જ્ઞાતિ-ભાઇઓ એક બીજાને મળતા જ બંધ થયા છીએ. હા-એ વાત ખરી છે કે રેલવે અને બીજા સાધનોથી પૃથક પૃથક વ્યકિતઓ એક બીજાને અગાઉ ઓળખતી તે કરતાં વધારે સારી રીતે ઓળખે છે. પણ તે ઓળખાણ વ્યકિત વ્યકિત વચ્ચેજ થઇ છે.

આવા પ્રસંગમાં પ્રથમ જ્ઞાતિ ભાઇઓનો ઉત્સાહ આજથી વીશ વર્ષે પહેલાં ઉત્તરોત્તર બે કોન્ફરન્સો ભરી લારે બહાર આવ્યો હતો પણ જ્ઞાતિના કમભાગ્યે એ ઉત્સાહ આગળ વધ્યો નહિ અને તેથી જ્ઞાતિ તરિકેનું સંમેલન પછી થયુંજ નહિ. આ વીશ વર્ષમાં આપણી જ્ઞાતિએ પ્રગતિ કરી નથી એમ આપ ભાઇ-ઓએ માનવાનું નથી. આ વીશ વર્ષમાં જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિમાં, રીત રિવાજોમાં, નાણાં સંબંધી સ્થિતિમાં ઘણો સારો સુધારો થયો છે, અને અત્યારે આ પરિષદ્ આ સ્થળે મળે છે તે તે પ્રગતિને આભારી છે. આશરે બે એક માસ પહેલાં **શ્રીમાલી અભ્યુદયના** અંકમાં આપણી જ્ઞાતિના યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોનું લીસ્ટ આપવામાં આવ્યું છે તે નિરાશા આપનારૂં નથી. અને હું આશા રાખું છું કે જ્ઞાતિની પ્રગતિ જે રીતે અને જે વેગથી આગળ આવે છે તે રીતે અને તે વેગથી આગળ ચાલશે તો આપણી જ્ઞાતિ પણ આ આર્યાવર્તને સચેતન કરવાને જે બળવાન પ્રવૃત્તિ ચાલે છે તેમાં આપણો ફાળો આપશે. સમાજના સુધારામાં અંગોનો સુધારો પણ અગત્યનો ભાગ ભજવે છે અને અત્યારે આર્યાવર્તની મોટી પ્રજા આટલી બધી જ્ઞાતિ-ઓમાં વહેંચાઈ ગયેલી છે તે વાત સારી અથવા હાનિકારક છે તે પ્રશ્ન એક બાજુ રાખતાં, તે હકિકતને હકિકત તરિકે કબુલ રાખી વાત કરતાં આપણે એટલું તો કહી શકીએ કે પ્રત્યેક અંગો જો મજબૂત થાય તો સમસ્ત સમાજનું અંગ પણ દ્રઢ અને મજબૂત થાય. કોઈ એક અંગ સમાજ મધ્યેનું નિર્બળ હોય તો તે અંગ સમાજની ગતિ ઉપર રોધક થાય છે. એક વર્ગમાં વિદ્યાર્થીઓમાં એક નિર્બળ છોકરો પોતાનો વેગ રોકે છે તેટલુંજ નથી પણ તે નિર્બળ વિદ્યાર્થી બીજા સારા વિદ્યાર્થીની ગતિ ઉપર અવરોધ કરતો હોય છે. રેલવે ટ્રેનમાં એકનો ડબો જેમ આખી રેલવે ટ્રેનની ગતિનો રોધ કરી શકે છે તેમ એક અંગ ખોડવાળું હોય તો તે વ્યકિત હોવા છતાં સમગ્રને રોકે છે.

આ બધી ચર્ચાનો મારો હેતુ એ છે કે રાજેશ્રી જીવરામભાઇએ આપ સમસ્ત આર્યાવર્તના શ્રીમાલી ભાઇઓનો સત્કાર કરી ભેગા મળવા અને ભેગાં મળી યોગ્ય પ્રગતિનો વિચાર કરવા અને યોગ્ય પ્રવૃત્તિ થવામાં જે જે અવરોધો હોય તે એક વિચાર કરી દૂર કરવા તમોને સૌ ભાઇઓને તક આપી છે. એ સત્કારને સ્વીકારી આપ ભાઇઓ અહિં પધાર્યા છો તેને હું ધન્યવાદ આપું છું. બીજા ભાઇઓ વાજબી અથવા સામાન્ય રીતે દૂર કરી શકાય તેવા સબબોથી હાજર થયા નથી તેમને માટે હું એટલા માટે દિલગીર છું કે તેઓને માટે આપવામાં આવેલી તકનો લાભ તેઓએ લીધો નથી. અને તેમ થવાથી તેમના ડહાપણ, અનુભવ અને કાર્યદક્ષતાનો લાભ આપણને મળી શકતો નથી. આજથી ચાર દિવસ પહેલાંજ બેંગોલ લેજીસ્લેટીવ એસે-મ્બ્લીના નવા પ્રમુખ કોટન સાહેબ મુંબાઈ કિનારે ઉતર્યા ત્યારે આપણા મુંબઈના આગેવાન નાગરિકોએ તેમનો સત્કાર કર્યો હતો. તે સત્કાર વખતે તેમના પિતા જે તે વખતના આગળ પડતા સીવીલીયન હતા અને ન્યુ ઇન્ડિયાના લેખક હતા તેમણે જે આગળ વિચારો દર્શાવ્યા હતા અને જે વિચારો આજ વૃક્ષ

તરિકે અત્યારે ઉભા થયા છે તે સંબંધી ઉલ્લેખ કર્યો છે. આ ધોરણે કામ લેતાં મારે આપણા સદ્દગત કેટલાએક પૂર્વજો જેણે આપણે જે દિશામાં કામ કરીએ છીએ તે દિશામાં કાર્ય કરવા ભગિરથ પ્રયત્નો કર્યા હતા તેમને સ્મરણ બહાર રાખવા જોઇએ નહિ.

રાજકોટના ગૃહસ્થ મરહુમ બાવા ઓઝાને આ બાબતમાં તે જમાનામાં ઉદ્દામ વિચારના નેતા ગણાય તો વાસ્તવિક છે એમ હું કહું છું. તેઓએ વિદ્યાવૃદ્ધિ માટે ઘણી ઘણી યોજના કરી હતી અને પોતાથી તે જમાનામાં ખ્યાલ ન આવે તેવા ભગિરથ પ્રયત્નો કર્યા હતા. તેઓ કેળવણીના પૂરેપૂરા હીમાયતી હતા અને તેમણે તે જમાનામાં પોતાના કુટુંબમાં, પોતાના સગામાં અને જ્ઞાતિમાં કોઈ વ્યક્તિ અભ્યાસ માટે મદદના અભાવથી પચ્છાત પડતી જણાતી તો પોતે મદદ કરતા. અત્યારે આપણી પાસેના પ્રશ્નમાં જ્ઞાતિના મોટા ભાગમાં વિક્રય તો આપણને નીચું જોવરાવનારો પ્રશ્ન છે. તે પ્રશ્ન માટે પણ ભાગરથ પ્રયત્ન કર્યો હતો અને અત્યારે તેમણે રચેલ કમિટી નામની સંસ્થા જમાનામાં થતા ફેરફારો સાથે સારી સ્થિતિમાં છે એમ મારે કહેવું જોઇએ. મરહુમ બાવાભાઇના ભાઈ મરહુમ ચત્રભજ ઓઝાની અડગ હિંમત, અને ઉત્સાહ પણ ઓછા નહોતાં અને રાજકોટ સિવિલ સ્ટેશનના એક અગ્રણી શહેરી તરીકે જ્ઞાતિ સુધારામાં તેમ જાહેર પ્રવૃત્તિમાં તેમનો મોટો હિસ્સો હતો.

મરહુમ બાવાભાઇએ પોતાની પ્રવૃત્તિ, પોતાના ઘર આગળ ચલાવી હતી એટલું જ નહીં પણ તેઓએ સહકારનો સિદ્ધાંત સ્વીકાર્યો હતો અને તેથી આપણી જ્ઞાતિના અવતંસ અને શણગારરૂપ મરહુમ કવિશ્રી દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ. અને મરહુમ ધોળકાનિવાસી ગૃહસ્થ અને વડોદરા રાજ્યના અગ્રગણ્ય અમલદારો પૈકીની શાંત મૂર્તિ પીતાંબરભાઈ જેઠાભાઇના આશ્રય અને સહાનુભૂતિ મેળવ્યાં હતાં. આ વાત આ જમાના પૂર્વેની છે, પણ તે વાતને સ્મરણ કરાવવાનો હેતુ એ છે કે આપણી પ્રગતિનો કાળ તે સમયથી શરૂ થાય છે પણ તે કાળમાં હજી આપણી જ્ઞાતિમાં સુષુપ્તિ હતી, જાગૃતિ હતીજ નહીં અને તેથી આ નેતાઓના અવસાનથી જ્ઞાતિ તરીકેની પ્રવૃત્તિ ઓછી થઈ. એ જમાનામાં શ્રીમાળી જ્ઞાતિના નાકરૂપનું સ્થળ ધોળકા પડતું પડતું પણ હજી પોતાનો મોભો, તેમના પરાક્રમ, તેમના શૌર્ય અને તેમના પ્રભાવ જાળવી શકે તેવું હતું. તે વખતના ગૃહસ્થો મરહુમ શીવશંકર ભવાનીશંકર, નાનાભાઈ મૂળજી, પીતાંબરભાઈ, મૂળશંકર જેઠાભાઈ શ્રીમાળી જ્ઞાતિના અગ્રગણ્ય પુરૂષો હતા. તેઓની સાથેના તેમના અનુયાયીઓ અને અનુસંગીઓ પણ સમર્થ પુરૂષો હતા. અને જેમ ૧૮૭૦ ના સટ્ટા બજારમાં કાલની વાત પ્રેમચંદ રાયચંદ જાણે તેમ બોલાતું હતું તેમ શ્રીમાળી સમાજના પ્રશ્નોમાં ધોળકા અને ધોળકાના આગેવાનો શું ધારે છે અને શું કહે છે તેની પ્રશ્નોની આંટીઓ ઉકેલવાની વખતે રાહ જોવાતી હતી. ધોળકાના તે વખતના ગૃહસ્થો પૈસે ટકે સુખી, જ્ઞાતિઅભિમાનવાળા અને બીજી કોમો સાથેની હરિફાઇમાં પોતાનું સ્થાન જાળવવાનું સામર્થ્ય ધરાવતા હતા. એ ધોળકા જેણે જોયું છે તેને આજનું ધોળકા નાસીપાસી ઉપજાવનારૂં અને મનને ક્લેશ કરાવનારૂં લાગે છે. આ વખતમાં ઉપર કહ્યું તેમ અહીં તહીં પ્રયાસો થયા પણ પ્રયાસો બળવાળા સમૂહમાં ન થયા તેથી જ્ઞાતિ સંસાર સુધારાના પ્રશ્નોમાં કે વિદ્યાવૃદ્ધિમાં સંગીન કાર્ય થયું નહીં. તો પણ બ્રિટિશ મહારાજ્યની શીતળ છાયા તળે તમામ કોમોને એક સરખી રીતે પોતાના બાહુબળ અને પોતાના મગજ વિકાસથી આગળ વધવા એક સરખો હક્ક છે તેથી આપણાં ભાઇઓએ પણ પોતપોતાના પગ ઉપર રહી પોતાનો વિકાસ કર્યો છે અને જ્ઞાતિના સ્થાનને કદાચ ઉંચે લઈ જવાના પ્રસંગો અને દાખલા નહીં બન્યા હોય તોપણ જ્ઞાતિ બીજી જ્ઞાતિની વચમાં પોતાનું માથું ઉંચું રાખીને ચાલી શકે તે રીતે તો પ્રગતિ કરી છે. કાઠિયાવાડમાં રાજ્યસ્થાનોમાં ઉંચી જગ્યાઓ પ્રાપ્ત કરવાનો માર્ગ તે વખતમાં ખુલ્લો નહોતો તેથી આપણા ભાઇઓ પોતાની જગ્યા તે દિશામાં સાચવી શક્યા નહીં પણ એજન્સીની નોકરીમાં તે વખતના પ્રાન્તના શીરસ્તેદારો તરીકે મરહુમ મહાશંકર દયારામ અને રા. હરિ-

શંકરભાઇ અને જગજીવનભાઇએ પોતાનો મરતબો સારી રીતે મેળવ્યો હતો અને જાળવ્યો હતો. વેપારમાં ભાવનગરમાં મરહુમ નભ્ભ ઓઝા જે ભાવનગર શ્રીમાળી જ્ઞાતિના વીર પુરૂષ હતા તે અને તેમના કુટુંબો, રૂપ-રામશંકરના કુટુંબે, જેઠા લાધા અને શદુરામ ભટ્ટના કુટુંબે, અને ધ્રાંગધ્રામાં ઓઝા કુટુંબે પોતાની પ્રતિષ્ટા એવી મેળવી હતી કે તેઓ વેપારી દુનિયામાં નામાંકિત હતા.

ગુજરાતના તે વખતનાં સાક્ષરોમાં મરહુમ દલપતરામભાઈના શિષ્ય તરીકે આ સ્થળનિવાસી કવિ ભવાનીશંકરે ગુજરાતી ભાષા જ્યાં જ્યાં બોલાય છે ત્યાં ત્યાં સારૂં નામ અને સારી પ્રતિષ્ટા મેળવ્યાં હતાં. કવિ ભવાનીશંકર તો ગદ્ય અને પદ્યના સારા લેખક હોવા ઉપરાંત સમાજ સુધારક હતા અને તેમના હૃદયને આઘાત થયો તે એટલોજ હતો કે સુધારો જોઇએ તેટલા પ્રમાણમાં અને જોઇએ તેટલો જલદી કેમ થતો નથી. મરહુમ વાઘજી આશારામ તેમના ન્હાનાભાઈ મુળજી આશારામ અને જટાશંકરભાઇ તેમના ક્ષેત્રમાં પોતપોતાનું સ્થાન મુકી ગયા છે. નાની અવસ્થામાં અકાળે મૃત્યુ પામેલ મરહુમ મગનલાલ દલપતરામ કવિ અને કેશવલાલ મહાશંકર ઓઝાની સુવાસ અને સત્કીર્તિ તેમના સ્થાન અને ક્ષેત્રમાં હજી તાજી છે. આ દૃષ્ટાંતો આપની પાસે રજુ કરવાની જરૂરીઆત હું એટલા માટે જોઉં છું કે શ્રીમાળી બ્રાહ્મણની જ્ઞાતિ, જેમ વસુંધરા પૃથ્વિ બહુરત્ના કહેવાય છે તેમ બહુરત્ના હતી. સુભાગ્યે સાંસારિક સડો તેને અસર કરે તે પહેલાં જ્ઞાતિના નવા યુગના યુવકોએ પોતાનું ચેતન જાળવી રાખ્યું અને હવે આપ સમસ્ત જ્ઞાતિ ગૃહસ્થો અત્રે ભેળા થયા છો તો મારી ખાત્રી છે કે આપ શ્રીમાળીના અત્યારે ટટાર થતાં બાળકોને અને ભવિષ્યમાં જન્મવાના બાળકોને પગભર કરવા પૂરતો પ્રયાસ કરી જ્ઞાતિસંસ્થાને બળવાન બનાવવા પ્રયાસ કરશો. આ સ્થળે કુદરતી રીતે પ્રશ્ન થશે કે જ્ઞાતિસંસ્થાઓ જ જરૂરની છે ખરી ? અને તે સંસ્થાઓ સમસ્ત આર્યાવર્તની પ્રગતિને મદદ કરતા છે ખરી ? આ સવાલ મહત્વનો છે અને તે સવાલને એક દૃષ્ટિથી હું જોઈ ઉત્તર આપું તો એમ પણ કહું ખરો કે આ આર્યાવર્તના કમભાગ્ય છે કે આ પ્રજા આટલા નાના વિભાગોમાં વહેંચાઇ છે અને તે પ્રત્યેક વચમાં રાગદ્વેષ અને ક્લેશના મહાન્ બીજો છે. બીજી દૃષ્ટિથી જોતાં એમ પણ હું મજબૂત રીતે કહેવાની હિંમત કરૂં છું કે, આ આર્યાવર્ત, આ દશહજાર વર્ષો થયાં પોતાનું આર્યત્વ જાળવી રહ્યો છે તે આર્યાવર્તમાં રહેલ સંગ્રહવૃત્તિ અથવા સંચયવૃત્તિ (conservatism)ને આભારી છે. બીજા દેશો ઉપર પરરાજ્યના હુમલા આવ્યા તે કરતાં આ આર્યભૂમિ ઉપર પ્રથમ આર્યો આવ્યા ત્યારબાદ હુણના હુમલા ગુપ્ત કાળમાં શરૂ થયા તે અને તે પછીના હુમલા થયા તેની અસર અત્યારસુધી આપણા ઇતિહાસમાં મોજુદ છે. પણ એ અનેક હુમલા દરમ્યાન પ્રજાએ પોતાનું પ્રજાત્વ જાળવી રાખ્યું છે, અને તેમનું કારણ તેમની સંગ્રહવૃત્તિ અથવા સંચયવૃત્તિ (conservatism) છે. હવે આપણે એ પગથીએ આવ્યા છીએ કે આપણે હાલ જો આ નવાયુગમાં નવયુગનું જીવન નહિં અખ્ત્યાર કરીએ તો વિશાળ પૃથ્વીમાં આપણે માટે સ્થાન રહેશે નહિ, અને તેથી આપણા હાડ, ચર્મમાં સંગ્રહવૃત્તિ અથવા સંચયવૃત્તિ છે તે સંચયવૃત્તિના પ્રભાવથી જે આપણાંમાં ધીરજ, દૃઢતા અને શાન્તિ છે તેને પૂરો વિકાસ થવા દેવાની સાથે ગતિમાન તો આપણે થવું જ જોઇએ. રેલ્વે, સ્ટીમરો, વિમાનો અને મોટરોના જમાનામાં પૃથ્વી એક પાનારૂપ થતી જાય છે, અને તે પાનારૂપે વંચાવાલાયક થઈ છે અને હજી વધારે વંચાવાલાયક થશે. વિશાળ પૃથ્વી જ્યારે આ પ્રમાણે એકત્ર થાય છે ત્યારે આપણે પોત્તે વ્યક્તિ વ્યક્તિ તરીકે ભિન્ન ભિન્ન ઉભા રહીએ તો આ વિપુલ પૃથ્વીના તલ ઉપર આપણને માટે ઉભા રહેવા સ્થાન રહેશે નહિ. આ એકત્રતાના વિચાર માટે રા. જીવરામભાઇ અને તેમના ઔદાર્યે આપણને અવકાશ આપ્યો છે અને તેથી તેમનો ઉપકાર ફરી માનવા જરૂરીઆત જોઉં છું.

હવે બીજો આ વિચારના અનુસંધાનમાં પ્રશ્ન મને સ્વાભાવિક રીતે એ થાય છે કે આ પરિષદ્‌ના મહા સમારંભના આપ ભાઇઓએ પ્રમુખ તરીકે પસંદગી મારી કરી તે માટે હું આપનો ઋણી છું. સમાજની સ્થિતિ

વિશે મારે દિલગીરી સાથે કહેવું જોઇએ કે અત્યારે તે છિન્નભિન્ન છે. જ્ઞાતિ બંધારણો શિથિલ થઈ ગયાં છે. ૪૫૦૦૦ હજારની વસ્તીવાળી શ્રીમાલી જ્ઞાતિ જે જે પૃથક પૃથક ગામમાં વસે છે તે પ્રથમ તો દેશ વિભાગોમાં વહેંચાઈ ગઈ છે. મારવાડ, મેવાડ, માળવાનો આપણા ભાઇઓનો જથ્થો આપણને ઓળખવા ઇચ્છતો નથી. આપણે એકજ ધર્મ, એકજ ધાર્મિક ક્રિયાઓ, એકજ વ્યાવહારિક ક્રિયાઓ, અને સમાન ગોત્રવાળા છીએ છતાં આપણને ઓળખવા પણ પ્રયાસ કરતા નથી. જ્યાં બહાર દેશાવરોમાં મુંબઇમાં અને અન્ય બીજા ઇલાકાના સ્થળોમાં તેઓ માલુમ પડે છે તો ત્યાં પણ મારવાડી, મેવાડી વાડા બાંધી નિરાળા રહે છે. આપણા કાઠીયાવાડી ગુજરાતી ભાઇઓએ તેમને દેશતેડામાં, આપણા જ્ઞાતિ ભોજનમાં નિમંત્રણ કરી આપણી સાથે પંગતમાં બેસવા તક આપી છે, ત્યારે આ ભાઇઓએ, આપણા સંબંધની માહીતી મેળવવા પ્રયાસ કર્યો નથી અને તેથી જે સ્થળે તેમને મળવા પ્રસંગ થાય છે ત્યાં તેઓ શ્રીમાળી બન્ધુ તરીકે આપણને પંગતમાં ભેળવવા કદી ચોખ્ખી ના પાડતા નથી, અથવા કાંઈ પ્રત્યવાય છે, તેમ કહેતા નથી તો બીજી રીતે પ્રશ્નો ઉઠાવી એવો કચવાટ કરાવે છે કે કોઈ પણ સ્વમાન ધરાવતા શ્રીમાળી બન્ધુને તે પંગત માટે ઇચ્છા રાખવા મન થતું નથી. નજીકમાં આવતાં ગુજરાતમાં ધોળકા અને ખેરાળુ, પાટણ અને કાંઇક અમદાવાદ બાદ કરતાં ગુજરાતી ભાઇઓ તેમની યજમાન વૃત્તિ અને તેને લગતા વ્યવહારોમાં એવા મચી રહ્યા છે કે તેઓ ગુજરાત કાઠીઆવાડમાં વસતા શ્રીમાળી ભાઇઓ સાથેના સમાગમમાં આવવા પ્રયાસ કરતા નથી. પરિણામ એ આવ્યું છે કે મારવાડી–મેવાડી જથ્થો જેમ આપણા માટે પર થઈ ગયો છે તેમ આ ગુજરાત જથ્થો પણ પર થઈ ગયો છે. વધારે નજીક કાઠીઆવાડમાં આવતાં સામવેદી અને યજુર્વેદી વિભાગોમાં આપણે વહેંચાઈ ગયા છીએ. એ બે વિભાગોમાં એક ધોળકા વિભાગ અને તેનો અનુયાયી જથ્થો બંધાઇ ગયો છે. અને તેઓએ પોતાના લગ્ન પ્રસંગે લેવડ દેવડની રીતો આશરે ૬૫૦ વર્ષ પહેલાં મુકરર કરી હતી તે ધોરણ જે કન્યાવિક્રયના મોટા અંશે અભાવનું ધોરણ છે તે અખત્યાર કરી પોતાનો વર્ગ અલગ પાડયો છે. બીજી તરફ હાલારમાં કમીટી નામના બંધારણે પણ કન્યાવિક્રય બંધ કરી લેવડ દેવડના નિયમો કર્યા છે તે ધોરણે કામ ચલાવી પોતાને અલગ કર્યા છે.

આપણા યજુર્વેદી ભાઇઓમાં પણ આવા બે વિભાગો છે. આ પ્રમાણે એક નાની કોમ જે કહેવત પ્રમાણે ૪૫૦૦૦ ની કહેવાય છે તેમાં આટલા બધા વિભાગો છે. આ બધા વિભાગો જ્ઞાતિના ભિન્ન ભિન્ન અંગો વચ્ચે વૈમનસ્ય કરવાનું એક કારણ છે. આ મહાન વૈમનસ્ય કરાવનાર કારણ ઉપરાંત પ્રત્યેક ગામમાં વસતી જ્ઞાતિઓમાં વિપવાદ છે અને તે વિષવાદના પરિણામે તડાં છે. આ સ્થિતિમાં આપણે આજ આ મુકામે મળીએ છીએ અને કાંઈ બની શકે તેટલું કાર્ય કરવા માગીએ છીએ. આવી સ્થિતિમાં કાર્ય પાર ઉતારવું, અને કાર્યને ફળપ્રદ બનાવવું એ દુર્ઘટ છે. અને તેથી મારી ઇચ્છા હતી કે આવા સમાજના નાયક, પ્રમુખ–નેતા તરીકે આપે મારા કરતાં વધારે વયોવૃદ્ધ, જ્ઞાતિ સંસારનો વધારે અનુભવ ધરાવનાર, મારા કરતાં વધારે શ્રીમાન્, મારા કરતાં વધારે વિદ્વાન નાયકને પસંદ કર્યો હોત તો ઇચ્છિવા લાયક થાત. જે જે સ્થળોમાં મને વસવા તક મળી છે તે તે સ્થળોમાં હું નાયક બનવા કદી ઉત્સુક ન હોતો અને નથી. હું તેજ સ્થળમાં જ્ઞાતિના બંધારણો જેને હોય તેને ટેકો આપી, તેમને ગતિમાન કરવા પછવાડે રહી પ્રયાસ કરવા ઇચ્છા ધરાવનાર છું. આપણું કામ થવુંજ જોઇએ એ મારી પ્રબળ ઇચ્છા છે. અને તેથી કાર્યકર્તા તરીકે દેખાવા કરતાં કાર્ય કરનારાઓને પ્રબળ માનસિક ટેકો આપી કાર્ય કરનારાઓને જ કાર્યમાં યોજી મારા અનુભવનો લાભ આપવા હું ઉત્સુક રહું છું. પણ પરિષદ્‌ની મુદતને પ્રસિદ્ધિ અપાઈ ગયા બાદ પ્રમુખ તરીકેની મારી પસંદગી આપ ભાઇઓએ કરી એટલે મને લાગ્યું કે એ માન આપે મને આપ્યું તે હું સ્વીકારૂં નહી તો મારા પ્રત્યે આપ સર્વ ભાઇઓને ઉલટી ગેરસમજુતી થાય અને તેથી શ્રીમાલી શુભેચ્છકના અંકમાં વધારો આવ્યો કે તુરત મેં આપે મારે માથે મુકેલા બોજાનો સ્વીકાર કર્યો છે અને હું આશા રાખું છું કે આપે આ ચુંટણી

કરી મારા પ્રત્યે જે સદ્‌ભાવ દર્શાવ્યો છે તે સદ્‌ભાવ ચાલુ રાખી મારા આ સમાજને ફ્તેહમંદ બનાવવાના પ્રયાસમાં આપ સહુ પૂર્ણ સહાનુભૂતિ આપશો. આપ અહીં સર્વ ભાઇઓ હાજર છો તેની તથા જે જે ગામો અને સ્થળોએથી આપ પધારો છો તે તે સ્થળના શ્રીમાળી બંધુઓની સહાનુભૂતિથી આપણું લક્ષ્ય બિન્દુ શ્રીમાળી બ્રાહ્મણ સમાજ સુધારવાનું છે અને નજીક આવતાં આપણે આપણા ભવિષ્યના બાળકોને માટે સારો માર્ગ કાઢી આપવાનું છે. દરેક જમાનામાં વિચારતા બુદ્ધિવાન, ચારિત્રવાન મનુષ્યોની ફરજ છે કે તેમણે પોતાના આસપાસના સંસારના વિકાસમાં પોતાની બુદ્ધિ, શક્તિ, અને અનુભવનો હીસ્સો આપી, સમાજને આગળના પગથીઆ ઉપર લઈ જવો જોઇએ. આપ સહુ જીંદગીના કાર્યોના અવનવા અનુભવ ધરાવો છો. આપે જુના ચીલા જેવા ખડબચડા, આડા અવળા, વાંકા ચુકા છે અને હતા તેવા ઉપર મુસાફરી કરી છે. અને તે મુસાફરી કરતાં આપને ઘણું વેઠવું પડયું છે. હવે તેજ મુશ્કેલીઓ તમારા ભવિષ્યના બાળકોને ન નડે, અને તમારા બાળકોને તમે આ ચીલાઓને સ્થાને હવે સારી ધોરી સડકોના માર્ગ બાંધી તે ઉપર જવા તક આપશો તો તમારા બાળકોનો પ્રવાસ સુખરૂપ થશે અને તેમની જીંદગીના કાર્ય ઓછાં મુશ્કેલીવાળાં થતાં તેઓ અત્યારના વખતની હરીફાઈવાળી જીંદગીમાં સહેલાઇથી માર્ગ કાપી પોતાના જીવનને સુખરૂપ બનાવી શકશે.

આ કોન્ફરન્સ ભરવાનો આ હેતુ છે. આપણા પોતીકા સંસારમાં ખોડ ખામીની ટીકા કરતી વખતે આપ ભાઇઓને હું ખાસ કરીને ધ્યાનમાં રાખવા વિનંતિ કરૂં છું કે દરેક સમાજમાં, તે સમાજની ખામીઓ હોય છે. ઘણીવાર આપણે જોઇએ છીએ કે આપણા સમાજમાં રહેલી ખામીઓ સુધારવાના વખાણ કરવા લાયક પ્રયાસ અને તે કાર્ય અર્થેની હોંશમાં આપણે આપણા સંસારની કહેવાતી ખામીઓ વિશે અતિશયોક્તિમાંજ વિચાર કરીએ છીએ. દરેક સાંસારિક સંસ્થા તેની આસપાસ તેનું પોતાનું વાતાવરણ ધરાવે છે, અને તે વાતાવરણ નજર આગળ હમેશાં રાખી આપણે સાંસારિક ખોડ ખામીઓ સુધારવા પ્રયાસ કરીએ તો આપણાં વાતાવરણની સ્થિતિને જખમી કર્યા સીવાય આપણે સંગીન સુધારો કરી શકીએ. આ વાત ઉપર બધી સાંસારિક સમાજોમાં જોઇએ તેટલું લક્ષ અપાયું નથી અને તેથી પરિણામ એ આવ્યું છે કે આપણા પોતાના ભાઇઓ સંસારને ઉંચે પગથીએ લઈ જવાનો તેમનો સારામાં સારો હેતુ હોવા છતાં કાંઈ પણ કાર્ય કરી શકતા નથી. ગુજરાત, કાઠીયાવાડ, મુંબઈ, દક્ષિણ અને બીજા તમામ ઇલાકા અને પ્રાંતોમાં આપ તપાસ કરશો તો આપ ભાઇઓને જણાશે કે જે બુદ્ધિવાન ચારિત્ર્યવાન નાયકો આપણા સમાજના બીજા વિભાગોમાં આપણા નેતા છે તે સાંસારિક સમાજના પ્રગતિના સવાલમાં નેતા નથી એટલું જ નહિ પણ ઉલટા તેમાંથી બહિષ્કૃત છે. આપણા નેતાઓ, જે કુદરતી રીતે બધા સવાલોમાં આપણા નેતા જ હોવા જોઇએ તેમ સાંસારિક પ્રશ્નોના નિવેડામાં પણ તેઓ આપણા નેતા અને નાયક હોવા જોઇએ. તેમ હોવું જોઇએ છતાં વસ્તુસ્થિતિ તે પ્રમાણે નથી તે વાત ઉપર હું આપનું ભાર દઇ ને લક્ષ ખેંચું છું. છેલ્લી વખત ઈ. સ. ૧૯૧૬-૧૭ માં લોર્ડ વીલીંગટન કાઠીઆવાડની મુસાફરીમાં આવ્યા ત્યારે તેમના મીલીટરી સેક્રેટરી મેજર ગ્રીક સાથે મારે વાત કરવા એક કલાક મલ્યો હતો. અમારો વાતનો વિષય હિન્દુ સંસારની અંદરની ખામીઓ વિશે હતો. આપણા માનનીય પ્રસિદ્ધ માજી જસ્ટીસ સર નારાયણ ગણેશ ચન્દાવરકર પાસેથી તેમનું આપણી સંસાર સ્થિતિનું જ્ઞાન આવેલું છે એમ પાંચ દસ મીનીટના વાર્તાલાપમાં હું તરત જોઈ શક્યો. મેજર ગ્રીકે આપણામાં બાળલગ્ન અને વિધવા વિવાહના પ્રશ્નો માટે મને સવાલ કર્યો એટલે તે સવાલના જવાબો મેં આપ્યા કે હિન્દુઓની અમુક કોમમાં બાળવિવાહ છે તે વાત ખરી છે અને હિન્દુની અમુક કોમમાં જ માત્ર પુનર્વિવાહ નથી એ વાત ખરી છે. એમ પણ કહ્યું.

આ બે પ્રશ્નોની સામે મેં તેમની સમક્ષ આ સવાલોના જ બે સામા સ્વરૂપ મુકયા અને પુછ્યું કે પશ્ચિમના દેશોમાં બાળવિવાહના પ્રશ્નના જેવોજ સામો પ્રશ્ન કુંવારી કન્યાઓ લાખોની સંખ્યામાં છે તે ખરો છે ? હિન્દુસ્થાનમાં અમુક જ્ઞાતિઓમાંજ વિધવા વિવાહ નથી તે સવાલોનો સામેના પ્રશ્ન તરીકે મેં પ્રશ્ન

મુકયો કે છુટાછેડા મેળવેલી અને કાયદેસર છુટા રહેવાનો હક (judicial separation) મેળવેલી સ્ત્રીઓની સંખ્યા પણ પશ્ચિમના દેશોમાં છે ખરી? એક સંસારમાં જયારે બાળ વિવાહના કારણથી લાકડે માંકડું વળગાડવાના અને પરિણામે અહીં તહીં આ થોડા બનાવોમાં સંસાર ખાટો નીવડવાના દાખલા છે ત્યારે સારા માબાપની સુકન્યાઓ બીજા સંસારમાં લગ્ન થયા સીવાયની ઘરડી કુંવારિકા તરીકેનું જીવન ગુજારે છે એ વાત ખરી છે? આપણી નજીકમાં વસતા આપણા પારસી ભાઇઓનો દાખલો આપી મેં કહ્યું કે હિન્દુ જ્ઞાતિમાં કન્યાવિક્રયની બદી છે તો તે સંસારમાં, અને આપણા બંગાલી ભાઇઓમાં વરવિક્રયની બદી છે તે ખરી છે? આ પ્રમાણેનાં દ્દષ્ટાંત આપી મારે મેજર ગ્રીકને બતાવવું પડયું કે બદી, બદી તરીકે સર્વ કોઇને અમાન્ય છે. સર્વ કોઈ બદી, બદી તરીકે દૂર કરવા પ્રયાસ કરે છે અને બદી જ્યાં જડ ઘાલી બેઠી હોય ત્યાં ગમે તે પ્રયાસ કરી તેને દૂર કરવાના બધા ઉપાયો સ્તુત્ય છે. આ વાત મુકવાની સાથે મારે મેજર ગ્રીકને એમ પણ કહેવું પડયું કે હિંદુ સંસાર જયારે ધર્મના બહાના નીચે પોતાના મંડળ ઉપર તમામ અંકુશ રાખે છે અને તે પળાવે છે ત્યારે પાશ્ચાત્ય સમાજ સમાજના નિયમો દ્વારા તે અંકુશો દરેક વ્યકિત ઉપર સમાજના અભિપ્રાય તરીકે તે અંકુશ પળાવ ા પ્રયાસ કરે છે.

એક નાના સ્ટેશનમાં વસતા ૨૦-૨૫ યુરોપીઅન ગૃહસ્થોમાં દરજ્જાના કારણથી એવા નાના યુરોપીઅન હોય છે કે તેમનો કલબમાં, ખાણામાં, જાહેર મેલાવડામાં તે નાના યુરોપીઅન ભાઇનો સમાગમ ગૃહસ્થ ભાઇઓને માન્ય નથી. મતલબમાં આર્ય સંસારમાં ધર્મની નિયામકતા જુદા જુદા વિભાગોને અલગ રાખે છે ત્યારે બીજા સમાજમાં દરજ્જાની નિયામકતા વ્યકિત અને વર્ગને જુદા રાખે છે. આ દ્દષ્ટાંતો હું આપની પાસે રજુ કરૂં છું ત્યારે આપે એમ માનવાનું નથી કે હું આપણા સંસારની બદીઓને કાયમ રાખવા માગું છું અને સુધારાને આગળ વધતો અટકાવવા માગું છું. હું આ બે ભિન્ન ભિન્ન વસ્તુસ્થિતિને એક બીજાની બાજુમાં મુકી સરખામણી કરવા વીનંતી કરૂં છું. અને તે વાત લક્ષમાં રાખી આપણી પ્રગતિ આગળ આગળ હમેશાં ધીમેથી પણ ચોકસ રીતે વધવાના લક્ષ્યબિંદુ રાખવા ભલામણ કરૂં છું.

આ ઉપરાંત દરેક પ્રશ્નના નિર્ણયનો પ્રસંગ આવતાં આપ પ્રથમતઃ હિંદુસંસારની ખાસીયતો ખાસ લક્ષમાં રાખશો. અને તે ખાસીયતની પૈકીનો એક ખાસીયત તો આપની નજર આગળ જ દરેક ચર્ચા વખતે રાખશો કે હિંદુ લગ્ન એ સ્ત્રીને માટે કે પુરૂષને માટે કદી નહીં છુટે તેવી ગ્રંથી છે. એક માણસને હંમેશને માટે સારી સ્ત્રી મળે તો તેના જેવો બીજો કોઇ ભાગ્યવંત નથી. તેમ એક પુરૂષને હંમેશને માટે નાદાન, કુડી, કોબડી, બાડી બોબડી કે બીજી રીતે નાલાયક નાદાન સ્ત્રી મળે તેના સંસારની ક્ષુદ્રતાનો ખ્યાલ કરવાની વાત આપના ઉપર સોપું છું. એથી ઉલટું એક સારી લાયક છોકરીને સારો ધણી મળતાં તેના સંસાર સુખનો પાર નથી, તેને નાલાયક વર પ્રાપ્ત થતાં તે સ્ત્રીની જીંદગીભરની નીશાનીનો ખ્યાલ શો કરવો તે આપના ઉપર મુકું છું. આ બંને જોડાં-સારાં અથવા માઠાં-હિંદુસંસારમાં સદાયને માટે મોત સુધી બંધાએલા છે. તેમાંથી છુટવાની બારી એક અથવા બીજાને હીંદુ સંસારમાં નથીજ અને તેથી તમારી પાસે પૃથક પૃથક પ્રશ્નો ઉપર જે જે ચર્ચા થાય ત્યારે આ હિંદુ સંસારની ખાસીયત આપ ભાઇઓ લક્ષમાં રાખી કાર્ય કરવાના રસ્તા લેશો. કારણ કે તમારો માર્ગ, યુરોપી સંસારના જેવો સ્વતંત્રતાવાળો નથી પણ તમારો માર્ગ બંધનયુકત છે. હમણાં હમણાં ઇંગ્લંડ અને અમેરીકાની કોર્ટોમાં બંને પક્ષની સંમતિ કે આંખ આડા કાન રાખવાની પદ્ધતિથી છુટાછેડાના મુકરદમાનો ઢગલો થઈ પડયો છે. અને તે બાબત રોમન કેથોલીક પંથના વડા નામદાર પોપનું મજબુત ધ્યાન ખેંચાયા છતાં અને સમાજની દ્રષ્ટિ તે તરફ ખેંચાયા છતાં આવા છુટાછેડા પુષ્કળ જથ્થામાં થાય છે. તમારા સમાજમાં હજી સ્ત્રીને લાયક ધંધાનો અવકાશ નથી, અને અવકાશ જુજ છે ત્યાં તમે ભેગા થએલા ભાઇઓ એમ કહેવા તૈયાર છો કે તમારી સ્ત્રીઓને તમે સ્વતંત્ર ધંધામાં છુટી મોકલતાં પહેલાં

જે ચારિત્રસામર્થ્ય જોઇએ તે સામર્થ્ય તેમનામાં છે? આ પ્રશ્નના ઉપયોગી નિર્ણયની સાથે તમારા ઘણા પ્રશ્નો જેમાં તમારા સંસાર સુધારાનો પ્રશ્ન સમાએલો છે તે વાત ધ્યાનમાં રાખશો. પરિષદ પત્રિકા ૯ માં આ પરિષદ આગળ આવતા પ્રશ્નોની યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે તેમાં ઘણા પ્રશ્નોનો નિર્ણય, તમારે મેં ઉપર બતાવ્યા તે વિચાર મન આગળ રાખી કરવો પડશે. સંસાર સુધારાનો પ્રશ્ન એ દેશનાં રાજકીય પ્રશ્નો કરતાં પણ વધારે અગત્યનો છે અને આપણી આર્થિક, આપણી માનસિક, આપણી રાજકીય પ્રગતિના દરેક પ્રશ્નોનો પહેલો પાયો સાંસારિક સમાજ સુધારો છે એ હું કહું છું. આપણા આ નાનકડા સમાજ પાસે પ્રશ્નો આવશે તે દેખીતા સહેલા અને સરળ લાગશે પણ તે ઘણા વિષમ અને દુર્ઘટ છે એમ આપને લાગશે. ગુજરાત કાઠીઆવાડની અગણિત જ્ઞાતિઓ તે દરેક જમાનામાં એક વિચાર ન થતાં ભિન્ન ભિન્ન મતવાળા જુદા પડતા ગયા અને નવા વિભાગોને જન્મ આપતા ગયા તેને આભારી છે.

અત્યારે સંસાર સુધારાના પ્રશ્નો સમાજની પાસે આવે ત્યારે મેં આરંભમાં બતાવ્યું તેમ મારવાડી, મેવાડી, ગુજરાતી યજુર્વેદી–સામવેદી કાઠીઆવાડી, ધોળકા નિવાસી, કમીટીવાળા કમીટી બહારના તે ભેદોમાં નવો એક વર્ગ ઉભો ન થાય એ વાત ધ્યાનમાં રાખશો. ઉપર જે વર્ગો મેં બતાવ્યા છે તે વર્ગો બહુ એક બીજાને તદ્દન બાતલ કરતા નથી. મારવાડ પંથકની સંખ્યાબંધ કન્યાઓ ભાવનગરમાં થોડા વર્ષ પહેલાં આવી હતી. યજુરવેદી અને સામવેદી વચ્ચેનો વહેવાર પણ અસ્તિત્વ ભોગવે છે. બીજા વર્ગો વચ્ચે પણ વ્યવહાર છે. એટલે સખ્ત બન્ધન અને સખ્ત વિભાગ, સમગ્ર જ્ઞાતિમાં પડી ગયા નથી, એક બીજામાં જવા આવવાના માર્ગ હજી ખુલ્લા છે અને તેથી આ પરિષદ્‌ની ચર્ચામાં કાંઈ એવું ન થાય કે પરિણામ ઉલટું વિપરીત આવે.

જૈનની પ્રથમ કે તે પછીની કોન્ફરન્સ વડોદરા મુકામે આશરે પંદરેક વર્ષ પહેલાં ભરાઇ હતી ત્યારે મહારાજ સર સયાજીરાવ ગાયકવાડે પોતા તરફના ભાષણમાં જૈનોને સંબોધીને કહ્યું હતું કે જ્ઞાતિ પરિષદો લાભદાયી નીવડવાને બદલે જ્ઞાતિ વચ્ચેનો અંતર વધારનારી થાય છે તે વાત ધ્યાનમાં રાખશો. તેમણે એમ કહ્યું હતું કે દરેક જ્ઞાતિની સંસ્થાની ખીલવણીનું પરિણામજ એ આવે છે કે જ્ઞાતિમાં એક જાતનું એકલપેટાપણું આવે છે. મોટા દૃષ્ટાન્તથી આ વાત હું આપની પાસે એ રીતે મુકું છું કે અત્યારે આ છેલ્લો દુનીયાનો વિગ્રહ તે પૃથક પૃથક પ્રજાનો પ્રજા તરીકેની ભાવનાને આભારી છે. જી. એલ. વેલ્સ નામનો વિદ્વાન લેખક હવે કહે છે કે આપણા શાસ્ત્રોનો સિદ્ધાન્ત **वसुधैव कुटुम्बकं** થાય તો આ જગતમાંથી વિગ્રહ અને લડાઇ દૂર થાય. જો આ પ્રમાણે પ્રજા જેવડા મોટા સમૂહને આ દોષ લાગુ પડે છે તો નાની નાની સંસ્થાઓને તે દોષ લાગુ પડે તે વાત સમજાય તેવી છે. દરેક નાની નાની જ્ઞાતિઓ પોતપોતાનું બળ વધારી, પોતાનો બળનો હીસ્સો, બધી જ્ઞાતિઓના ઐક્ય (Federation)માં આપે તો આખા હિંદુસમાજનું બળ વધે અને હિંદુસમાજ પૃથ્વીના બીજા સમાજો સાથે ઐક્ય કરી પોતાનું બળ પૃથ્વી સમાજના બળમાં ઉમેરે તો આપણી પૃથ્વી, પૃથ્વી મટી, દરેક ભાઇને રહેવા લાયક સ્વર્ગ થાય. મહાત્મા ગાંધીએ આ આર્ય ભૂમિના ઉદ્ધાર અર્થે જે ભગિરથ પ્રયત્ન ઉઠાવ્યો છે તેનો પાયો પણ કોમ કોમ વચ્ચેના ભેદોને દૂર કરવાના સિદ્ધાન્ત ઉપર રચ્યો છે. લીગ ઓફ નેશન્સનો બહારનો આડમ્બર હાલની દુનીયાને સંતોષ આપી શક્યો નથી. અને તેથી દુનીયા ઉપરથી વિગ્રહનો નાશ કરવાના સાધન તરીકે મહાત્માના સિદ્ધાંતોનાં બારીક અવલોકન યુરોપ, અમેરિકા, સીલોન અને ફીલીપાઈનના ટાપુમાં થાય છે.

આ વાત આપની પાસે મુકી આપને હું એમ કહેવા માગું છું કે આપ બહુ જ સુદૃઢ બનવા પ્રયત્ન કરજો, પણ સુદૃઢ થવામાં અને સુદૃઢ થઇ પછી કાર્યો કરવામાં તમારા બીજી કોમોના ભાઇઓને આપ જરા પણ એકલપેટા આપસ્વાર્થી બની, દુઃખદાયી ન નીવડશો.

આપણી વઢવાણની પ્રથમ પરિષદ્ વખતે માત્ર સંપ અને વિદ્યાવૃદ્ધિના પ્રશ્નોનેજ આગળ આણ્યા હતા. સંપ રાખવો અને સંપથી વર્તવું એ સૌને માંટે હિતકર છે પણ સંપ વ્યવહારમાં રાખવો એ કામ કેવી રીતે પાર ઉતારવું તેમાં કાર્યદક્ષતા, અને કૌશલ્યની જરૂર છે. સંપના ભાષણથી સંપ આવ્યો નથી અને આવશે નહિ. વેર માના પેટમાં એ કહેવત પ્રમાણે પ્રથમ કુસંપ, ભાઇ અને ભાઈ વચ્ચે હોય છે. જ્ઞાતિબંધુઓ પણ એક રીતે ભાઇ છે અને તેથી જેમ ભાઇ, ભાઇ વચ્ચેની ઈર્ષ્યા કુસંપને જન્મ આપે છે તેમ જ્ઞાતિબંધુઓમાં પણ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે કુસંપનો આવિર્ભાવ અટકાવવો તે અશક્ય છે. જ્યાં બે સામાન્ય સરખી વ્યક્તિ બાજુ બાજુમાં મુકાય છે ત્યાં એક કરતાં બીજો વધારે સરસ શામાટે તે ભાવ ઇર્ષ્યાને જન્મ આપે છે. કોઇ સમાજ આ દોષમાંથી મુક્ત નથી. એક નાના ગામડામાં રહેતો મુખી અથવા પટેલ, કે ગામનો વ્યાપારી તથા બીજા તે ગામડામાં રહેતા ભાઇઓની ઈર્ષ્યાથી મુક્ત નથી. ગામડા અને ગામડા સરસાઇમાં એકબીજાની ઇર્ષ્યામાંથી મુક્ત નથી, રાજ્ય રાજ્ય એક બીજાની ઇર્ષ્યામાંથી મુક્ત નથી, જાહેર કામ કરનારા, એક બીજાની ઇર્ષ્યાથી મુક્ત નથી. દેશ દેશની ઇર્ષ્યાથી મુક્ત નથી. આ ઇર્ષ્યાના કારણથી અંગ અંગ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે, પ્રજા પ્રજા વચ્ચે કલહ એ આ જગતનો નિયમ છે. આ સ્થિતિમાં જગત્નું યંત્ર છતાં પણ ચાલે છે તેના કારણ શોધાય તો આપણી જ્ઞાતિનો વ્યવહાર પણ જગત્ના વ્યવહારની માફક ચાલી શકે. જગત્નો વ્યવહાર ચાલે છે તેનું કારણ એક ભાગ અને બીજા ભાગ વચ્ચે સહકાર છે માટે ચાલે છે. સહકાર છે તે સંપનું પરિણામ રુપ દર્શન છે. એક સમાજ માને કે બીજા સમાજની ઉપયોગિતા તેને છે તો બન્ને સમાજ એક બીજા તરફથી થતા લાભ લક્ષમાં રાખી સંપથી સહકારના સિદ્ધાન્ત નજરમાં રાખી વર્તન કરે છે. લાભ સહકાર અને સહકારથી થતા લાભમાં છે એ વાત સ્વીકારાય એટલે બીજું પરિણામ એ આવે છે કે મતભેદથી ઉપજતા વિરોધની લાગણીને દબાવવામાં આવે છે અને તેથી ક્લેશનો આવિર્ભાવ બંધ પડે છે. આ જ રીતે આપણા જ્ઞાતિભાઇઓમાં પ્રથમ એવી ભાવના ઉત્પન્ન થાય કે આપણે દરેકને એક બીજાની પુરી મદદની જરૂર છે અને તેથી દરેકની ફરજ છે કે એકે બીજાનો પુરો લાભ લેવો હોય તો પોતાના અંતરમાં રહેલા વિગ્રહને મનોનિગ્રહથી કાબુમાં રાખવો. સંપ વધારવાનું આ પ્રથમ પગથીયું છે. એક બીજાની ઉપયોગિતાનો અને એક બીજાના લાભનો આધાર એક બીજાની મદદ ઉપર રાખવાનો ખ્યાલ આપણા મનમાં ઉદ્દ્ભવશે એટલે સ્વાર્થ કહો કે પરમાર્થ કહો પણ સંપનો પહેલો પાયો મજબૂત થશે. આપણી આસપાસ વસતી, વાણીઆ, પારસી, નાગર એ કોમોમાં દેખીતો સંપ દેખાય છે તેનું કારણ મેં કહ્યો તે સિદ્ધાન્ત છે. કોઈ એમ કહે કે તે કોમોના અંતર હૃદયમાં ઇર્ષ્યા નથી અને ઈર્ષ્યાના પરિણામનો ક્લેશ નથી તો તે વાત હું પોતે માનવા તૈયાર નથી, અને આપને માનવાને કહેવા તૈયાર નથી.

એટલે સંપ વિષે આટલી વાત કહેવી અને તમો ભાઇઓને એકબીજા ભાઇઓની ઉપયોગિતા, એકબીજા ભાઇઓની મદદ લેવા અને તે મદદ દેવાની વૃત્તિ બાબત વિચાર કરવા કહેવું એટલુંજ જરૂરનું ધારૂંછું. તમારો લાભ તમારા ભાઇ પાસેથી જેટલો મળવામાં તમારો સ્વાર્થ છે, અને તમારા ભાઈની ફરજ તમે ભાઇ છો માટે તેનાથી બને તેટલો લાભ આપવાની ફરજ છે તે સૂત્ર સ્વીકારશો એટલે સંપનો રસ્તો ખુલ્લો થશે.

બીજો પ્રશ્ન વિદ્યાવૃદ્ધિનો છે તેમાં તો બે મત હોવા અવકાશજ નથી. વિદ્યા પછી હાલની સ્કુલ, કોલેજ અને યુનિવર્સિટીની હોય કે વિદ્યા બીજા કોઇ શાસ્ત્રની કે હુન્નરકળા કે ધંધાની હોય તે વધારવાનો તમારી ઉન્નતિ માટે તમારો ઘણો મોટો પ્રયાસ હોવોજ જોઇએ. તમે એક ઉંચી કોટીના બ્રાહ્મણો છો અને તેથી તમારો ધંધોજ વિદ્યા ભણવાનો અને વિદ્યા ભણાવવાનો હતો. તે બન્ને વાત આપણે છોડી દીધી છે. શુક્લતીર્થ અને બરકાળના આપણા ભાઇઓએ આ જ્યોતિ, તેજસ્વી રાખવા અત્યારસુધી પ્રયાસ કર્યો છે, પણ તે જ્યોતિ પણ હવે બુઝાઇ ગઇ છે, અથવા બુઝાઈ જવાની તૈયારીમાં છે. મરહુમ છેલ્લા સામવેદી ત્રવાડી પ્રાણ-

શંકરે આ શાખામાં પોતાની વિદ્વતાને સારા પુરોહિત અને આચાર્ય તરીકે ગુજરાત, કાઠીઆવાડ અને મારવાડ સુધી પ્રસિદ્ધિમાં મુકી હતી.

આપણી જ્ઞાતિઓ જેની મુલાકાત આ મૂળ વેદવિદ્યાના જ્યોતિ જાળવી રાખનારા દર ચોમાસામાં લેતા તેઓએ આ વિદ્વાનોને આશ્રય આપ્યો નહીં એટલે તે જ્યોતિ આપણે પોતેજ બુઝાવી છે અને તેની જવાબદારી આપણા ઉપર છે. આપણે એ વિદ્યા ગુમાવી અને તેના સ્થાનમાં આધુનિક વિદ્યા પૂરતા પ્રમાણમાં મેળવી નથી એ વાત સ્વતઃસિદ્ધ છે. ઘણાં વર્ષ પહેલાં મુંબઇના ગવર્નર પુના ફરગ્યુસન કોલેજની મુલાકાતે ગયા હતા તે વખતે વિદ્યાર્થીઓના મોટા ભાગની સાથે વાત કરતાં વિદ્યાર્થીઓ મોટા ભાગમાં બ્રાહ્મણો છે તેમ જણાતાં મરહુમ ન્યાયમૂર્ત્તિ મહાદેવ ગોવિંદ રાનડેને પૂછ્યું હતું કે વિદ્યાર્થીનો મોટો ભાગ બ્રાહ્મણ કેમ છે ? મરહુમ રાનડે સાહેબે ઉત્તર આપ્યો કે પૂનાના અને દક્ષિણના બ્રાહ્મણનો ધંધોજ વિદ્યા હતો તે હવે તેમને તો માત્ર એક વિદ્યાભ્યાસને બદલે આ બીજો વિદ્યાભ્યાસ કરવો એટલોજ ફેરફાર છે, અને તેથી સંખ્યામાં તેમનું પ્રધાનપણું હોય તે વાત સ્વતઃસિદ્ધ છે. પેશ્વાઈ કારકીર્દીમાં બ્રાહ્મણોને સન્માન હતું અને તેથી અસલના ઋષિઓની માફક તેમણે વિદ્વતા જાળવી રાખી હતી, અને અત્યારે આપણા દક્ષિણી બન્ધુઓ હજી પણ વિદ્યા વિકાસમાં આપણને દોરે છે તેનું કારણ પણ આ જ છે. આપણે પણ મેં આપને કહ્યું તેમ શુક્લતીર્થ અને બરકાળમાં ઋષિઓના આશ્રમો ટકાવી રાખ્યા હતા, પણ તે આશ્રમોનું પાલન આપણે કર્યું નહી તેથી તે આશ્રમોમાં મધુકરી કરીને ભણતા ઋષિના બાળકો વિદ્યાવિમુખ થયા અને હવે નાની નાની નોકરીના ઉમેદવારો થયા છે.

આ બધી ચર્ચાનો વિષય એટલા માટે આપ સૌ ભાઇઓ પાસે મુકયો છે કે આપણે આપણી અસલની વિદ્યાસંપત્તિ ગુમાવી છે. બ્રાહ્મણ વર્ગ પોતાના સ્વાર્થ ત્યાગથી, અને વિદ્યા ભણવા ભણાવવાના ઉચ્ચ ધંધાથી જગત્ ગુરૂનું પદ પ્રાપ્ત કરી આજ પાંચ હજાર વર્ષથી પોતાનું પદ સાચવી રહ્યો તે પદ આપણે ગુમાવ્યું છે. આપણામાં અત્યારે એક બે વ્યાપારી અહીંયાં તહીંયા છે. પણ વૈશ્ય વૃત્તિ ધારણ કરવા છતાં પણ આપણે વિપુલ સમૃદ્ધિ પ્રાપ્ત કરી શક્યા નથી. આથી ઉલટા જે વૈશ્ય વર્ગ ૪૫૦૦૦) મુનિ ઋષિઓ સાથે ૯૦૦૦૦) શ્રીમાળી વણીક, ગુરૂ યજમાનના સંબંધથી જોડાયલો છે તેજ શ્રીમાળી વૈશ્ય વર્ગમાંથી, એક જગતના આદર્શરૂપ સ્વાર્થત્યાગ, અને ત્યાગવૃત્તિનો ઉંચો પ્રત્યક્ષ દૃષ્ટાન્ત જગત્ પાસે રજુ કરી સર્વે બ્રાહ્મણોને તેમનો શો ધર્મ છે તે બતાવી રહ્યા છે. દશ વર્ષ પહેલાં શુક્લતીર્થમાં કેલબરકાળમાં તમો ગયા હોત તો તમે જોઈ શકત કે લોપાતાં લોપાતાં પણ વેદાધ્યન, કેવી મધુકરી અને કેવા ઉચ્ચ આશયથી જળવાઈ રહ્યું હતું. આપણા ગોત્રો તપાસો તો તમને જણાયા શિવાય નહી રહે કે આપણે ઋષિઓના બચ્ચાં છીએ. શુક્લતીર્થ બરકાળના શ્રીમાળી નિવાસો આ છેલ્લા આપણાં ઋષિકુળો હતાં. આપણે નવા યુગની વિદ્યામાં ઉંચું સ્થાન મેળવી શક્યાં નથી. નવા યુગની વૈશ્યવૃત્તિમાં આપણે સમૃદ્ધિ મેળવી શક્યા નથી, અને આપણો મોટો વર્ગ નાની નાની મહેતાગીરી કરીને નિર્વાહ કરે છે. કેટલોક ભાગ ક્ષુદ્ર જેવી યજમાન વૃત્તિ ઉપર અવલંબન રાખીને રહ્યો છે અને જુજ થોડા થોડા માણસો જે સપાટી ઉપર દેખાય છે તે થરથરતા પોતાના ટાંટીઆ ઉપર કાંઇપણ ટેકા શિવાય ઉભા રહી પોતાનાં નાના નાના મેદાનમાં કાર્ય કરી રહ્યા છે, છતાં પણ જેના ઘરમાં વિદ્યા હતી તેના સંતાનોએ વિદ્યા સ્થાન જાળવી રાખ્યું છે.

વિદ્યા વૃદ્ધિ માટે આપણા સૌએ પોતપોતાથી બનતો ફાળો આપીને તે કાર્યને ઉપાડી લેવું જોઇએ. ઠામ ઠામ વિદ્યાર્થી ગૃહો (Boarding) સ્થાપવાં જોઇએ. ત્યાં ભણતા બાળકોની દેખરેખ અને અભ્યાસમાં જ્યાં મદદની જરૂરીઆત જણાય ત્યાં મદદ આપનાર (Coaches) આપણા આગળ વધેલા બન્ધુઓએ

બનવું જોઇએ. થોડાંએક વર્ષ પહેલાં આવો પ્રયાસ ભાવનગરમાં થયો હતો અને તે વખતે મેટ્રીક્યુલેશનનું શ્રીમાળી બ્રાહ્મણોનું પરિણામ ઘણું સારૂં આવ્યું હતું. જે માણસની ફંડ આપવાની શક્તિ હોય તેણે ફંડ આપી પોતાની ફરજ બજાવવી જોઇએ, તો બીજાઓએ સેવા આપી પોતાની ફરજ બજાવવી જોઇએ. રાજકોટ, ભાવનગરમાં બોર્ડીંગો કઇ કઇ કોમની છે તે તપાસ કરશો તો જણાશે કે આપણો પ્રયાસ હજી માત્ર બીજક રૂપે છે. દરેક માબાપની ફરજ છે કે તેમણે પોતાના બાળકોની શિશુ અને વિદ્યાર્થી અવસ્થામાં તેમના ઉપર દેખરેખ રાખવી જોઇએ અને એવી સંભાળ લેવી જોઇએ કે એક પણ બાળક સંભાળના અભાવથી આડે રસ્તે ઉતરી ન જાય.

મારે દિલગીરી સાથે આ સ્થળે આપ ભાઇઓના લક્ષ ઉપર આ વાત લાવવી પડે છે કે છેલ્લાં વીશ અને પચીશ વર્ષના યુવાનોમાં સારા નવજીવનના પ્રવાહમાં વહન કરનારા છોકરા બહુ થોડી સંખ્યામાં જોવામાં આવે છે. આ બાબતમાં સાધનનો અભાવ છે તે કારણ નથી. સારી દેખરેખ જેની જરૂરીઆત દીકરો કે દીકરી ૧૩-૧૪ વર્ષના થાય અને વીશ વર્ષનાં થાય તે વખતમાં લેવાની છે તેમાં આપણે બેદરકાર રહ્યા છીએ. જ્યાં પિતાના મોતના કારણથી વિધવા માતા બરોબર સંભાળ રાખતી ન હોય તો જ્ઞાતિબન્ધુઓમાંથી ઉંચા અભ્યાસમાં રોકાએલા ભાઇઓએ પોતપોતાના સ્થળમાં અભ્યાસમાંથી ખરવા માંડતાં બીજા છોકરાઓ ઉપર દૃષ્ટિ રાખવી જોઇએ. મતલબમાં **જેમ જર્મનીમાં દરેક બાળક રાજ્યનું બાળક મનાય છે તેમ જ્ઞાતિના દરેક બાળકને તમે તમારૂં બાળક માની તેને ઉચ્ચ પાયરીવાળા રસ્તા ઉપર ચડાવો, અને રસ્તે ચડયું હોય તો તેને તે રસ્તા ઉપર કાયમ રાખી આગળ જવામાં મદદ કરો.** પણ જ્યાં જે દીકરાની કમાણીથી કુટુંબની સ્થિતિ સુધરવાનો અવકાશ છે તે દીકરાના અભ્યાસ માટે પોતાને શીખેલો-ભણેલો માનતો પિતા બેદરકારી બતાવે છે ત્યાં બીજા વોલન્ટીઅર કામ કરનારનો શો વાંક કાઢવો ? જ્યાં એક બાપ પોતાના બચતના વખતમાં પોતાના ઘરમાં શિખવા લાયક ઉમરના બચ્ચાં હોય તેને શિખવવાના કાળનો ઉપયોગ બે પાંચ રૂપીઆની ટયુશન ફી માટે બીજાના બાળકોના શિક્ષણ માટે કરે છે ત્યાં પછી સામાન્ય રીતે ચાલનાર માણસની ફરજની આશા રાખવી તે વ્યર્થ છે. જે બાપ પોતાની સેવીંગ બુક સામું જુએ છે અને પોતાનાં બચ્ચાંને પોતાની હયાતી બાદ આપવાના વારસાનો જ વિચાર કરે છે તે બચ્ચાંઓને સારાં તાજાં તન્દુરસ્ત કેમ રાખી શકે ? તન્દુરસ્ત રાખવા બાદ તેમના વિદ્યાભ્યાસ માટે ઉદાર દિલથી પોતાના સર્વસ્વનો ત્યાગ કેમ કરી શકે ? કહેવાનો સાર એ છે કે સાધન રહિતનાં જે જુજ બાળકો સાધનના અભાવે અભ્યાસમાં પછાત પડતાં હશે તેના કરતાં ઘણો વધારે વર્ગ જેને આપણે રખડુ કહીએ તેવો છે.

મારી દૃઢ શ્રદ્ધા છે કે સારો મગજવાળો કોઈ બાળક કદીપણ મદદ વિનાનો રહેશે જ નહી. મદદ તેની પાસે સ્વતઃ જશે. આપણા આખા દેશના હાલના દેશનાયકો બધા ગરીબ વર્ગમાંથી જ આગળ આવ્યા છે. માટે જેટલે અંશે વિદ્યાર્થીગૃહોની જરૂર છે તેટલે જ અંશે જ્ઞાતિની ફરજ જ્ઞાતિની સુવર્તનવાળા વોલન્ટીઅર યુવકો દ્વારાની છે કે કોઇપણ બાળક આડે રસ્તે ચડે તે પહેલાં તેને તે રસ્તેથી વાળી લેવા ગોઠવણ કરવાની છે.

હવે આપણા સંસારમાં એક બદી એક મોટા ભાગમાં કન્યાવિક્રયની છે અને તે અટકાવવા હરકોઇ આજ વર્ષો થયાં ઉત્સુક છે. આ બાબતમાં આજથી બારેક વર્ષ પહેલાં કાંઈ વાસ્તવિક કામ કરવા મેં વિચાર કર્યો હતો પણ મારા કમનસીબે મને આ વાતનો ફળયોગ હજી આવ્યો નહિ હોય તેથી તે સંબંધી હું વિચાર કરૂં તે પહેલાં આ આશા પડી ભાંગી. એક વખત ધોળકા જથ્થો તલપદ ધોળકામાં એટલો મોટો હતો કે સર્વ વ્યવહાર ધોળકામાં થતો. અત્યારે ભાવનગરના નાગરના ૩૦૦-૩૫૦ ઘરમાં ભાવનગરના નાગરોનો તમામ

વ્યવહાર, એકજ ધોરણે ભાવનગરમાં જ થાય છે. કાઠીઆવાડમાં એક ખુણે જામનગર અને બીજે ખુણે ભાવનગર સરખી શ્રીમાળી બ્રાહ્મણની વસ્તીવાળાં ગામો છે; તે ગામો પોતાનો વ્યવહાર, એક સરખા ધોરણે કરે તો જામનગર વિભાગમાં અડધા કાઠીઆવાડને ભળી તેજ ધોરણ દાખલ કર્યા સિવાય છુટકો નથી. તેજ પ્રમાણે બીજો વિભાગ ભાવનગર પોતાનું એક જ ધોરણ જે જામનગરના ધોરણ પ્રમાણે જ કરે તો કાઠીઆવાડનો બીજો વિભાગ તે ભાગમાં ભળે. ખેરાળુ, પાટણ, અમદાવાદ, ધોળકા પણ આવો એકજ ધોરણનો વ્યવહાર કરે તો તે જથ્થો પણ એટલો જ મોટો થાય. અને તમામ જથ્થાનું એક ધોરણ હોય એટલે એક જથ્થાના માણસને બીજા જથ્થામાં કન્યા લેતાં દેતાં મુશ્કેલી આવે નહી. **આ જથ્થામાં યજુર્વેદીનો પણ ઉપર કહેવામાં આવ્યું તેમ સમાવેશ કરી લેવો જોઇએ.** આ જથ્થા સૂચવવાનું કારણ એ છે કે આપ સૌના અનુભવમાં એ વાત હોવી જોઇએ કે ખાસ પ્રસંગ સિવાય જે માણસને બીલકુલ ઓળખતા ન હઇએ તે કુટુંબ સાથે સંબંધ કરતાં આપણે આંચકો ખાઇએ છીએ. આપણી પાસે બે સારાં માસિકો છે અને તે માસિકોમાં પ્રત્યેક જ્ઞાતિ સમાચાર સંભાળપૂર્વક આપણે પ્રસિદ્ધ કરવાનો ઉદ્યોગ આરંભીએ તો હવે આ જમાનામાં એક બીજાની સ્થિતિ વગેરે બાબતમાં અજ્ઞાનપણું રહેજ નહી. જો કાઠીઆવાડના રાજકુટુંબના સંબંધ રજપુતાના, માઇસોર, કાશ્મીર, મધ્ય હિંદુસ્તાન અને બિહાર અને ઓરિસામાં થાય તો આપણા આ ત્રણ જથ્થાઓમાંથી સમાન વર કન્યા મેળવવામાં મુશ્કેલી રહે જ નહી. પછી આપણા મારવાડી ભાઇઓ-જોધપુર રતલામ જ્યાં સારા પ્રમાણમાં અને સારી સ્થિતિમાં છે તેઓ પણ આવો મારવાડી જથ્થો કરે અને તેનું પણ એક ધોરણ આપણા ધોરણ પ્રમાણે કરે અને તેમના સમાચાર પણ આપણા જ્ઞાતિ માસિકોના હિન્દી વિભાગમાં પ્રસિદ્ધ થાય તો આ જમાનામાં બધા જુદા જુદા ભાગોને એક પદ્ધતિ નીચે લાવી કામ કરવામાં મુશ્કેલી નથી. આ કામ પ્રત્યેક સ્થળમાં વસતા આગેવાન ભાઇઓને મદદમાં લેવાથી સહેલાઈથી થઈ શકે. જ્ઞાતિ સમાચાર નિયમસર લખનારા પગારદાર અથવા વગર પગારના ખબરપત્રીઓ સ્થળે સ્થળે મુકરર કરવા એ કાંઇ દુર્ઘટ કામ નથી એક ધોરણ કેવું રાખવું તે માટે આપની પાસે ધોળકા જથ્થાનું ધોરણ છે તેમ કમીટીનું ધોરણ છે તેમાં વધઘટ કરી ધોરણ મુકરર કરવું તે પણ મુશ્કેલીવાળું નથી. ધોરણ મુકરર થયું એટલે ધોરણ પળાવવા માટે પ્રત્યેક ગામની અને પ્રત્યેક જથ્થાની સંસ્થા સ્થાપવામાં મુશ્કેલી નથી. અત્યારે પણ સામાન્ય વ્હવહાર માટે આવા જથ્થા, નિર્બળ અને નિરૂપયોગી સ્થિતિમાં છે માત્ર બધા અંગોમાં જીવન સંચાલન કરવાની જરૂર છે. આપ ભાઇઓ આ વાત યાદ રાખશો કે આ જીવનનું એકવાર સંચાલન થયું તો અમુક વ્યક્તિઓને આ સમગ્ર મંડળના નિયમો કદાચ અંકુશરૂપ લાગશે. પણ દરેક દેશમાં દરેક સમાજનો અંકુશ હોય છે તેમ આપણા ઉપર પણ આ સમાજોના એકત્ર સંયોગ (Federation) નો અંકુશ આવે એ સ્વાભાવિક છે. પણ જો રાજકીય બાબતમાં ગામડા, પ્રાંતો, ઇલાકા અને આખા ખંડના વિકાસની યોજના થઈ શકે તો જ્ઞાતિના વિભાગોના વિકાસની યોજના કરવામાં હું કાંઈ મુશ્કેલી જોતો નથી.

આપણી આ પરિષદ્‌ના જન્મદાતા અને પોષક આપણા યુવાનોના ઉત્સાહ આગળ સમસ્ત શ્રીમાળીનું સંયુક્ત સ્વરાજ્ય ઉભું કરવું તેમાં મુશ્કેલી નથી. એક પાંચ વર્ષના પ્રયાસમાં તમે તમામ સંસ્થા છેલ્લા પાયાથી તે ત્રીજા ચોથા માળ સુધીની ઉભી કરશો. આપણા આ યુવકોએ તો આ જ્ઞાતિનો ઉન્નતિ અર્થે ભેખ ધર્યો છે અને તેમના નિસ્વાર્થ પ્રયાસનું ફળ આ પરિષદ છે.

પત્રિકા નં. ૯ મધ્યેના બધા પ્રશ્નોનો આ સામાન્ય ચર્ચામાં સમાસ થઇ જાય છે. જ્ઞાતિવરા ઘણા ઓછા થઈ ગયા છે અને ઓછા થતા જાય છે અને દેશની આર્થિક સ્થિતિ જ વરા ઓછા કરવાની ફરજ

પાડતી આવે છે. તે બાબત તો એક જ વાત કહેવાથી પાર પડે તેવી છે. વરાઓ ઐચ્છિક હોવાનો અભિપ્રાય થતો જાય છે તે વિસ્તારમાં વધે એટલે વરા તેના પોતાથી સ્વતઃ ઘટી જવાના છે. આ પ્રમાણે સામાન્ય ચર્ચા દિશા સૂચન તરીકે મેં કરી છે. અને વિશેષ બારીક ચર્ચામાં હું અત્રે ઉતરી તમારા સ્વતંત્ર અભિપ્રાયો પૃથક પૃથક વિષયો માટે હોય તેને એક અથવા બીજી રીતે અસર કરવા માગતો નથી. એ બાબતમાં આપનો અભિપ્રાય થશે તે ચર્ચામાં આપની જ્યાં સલાહ થશે ત્યાં હું મારો ફાળો આપીશ.

છેવટ સવાલ આપણી દીકરીઓનો રહે છે. સ્ત્રી કેળવણીની શરૂઆત આપણામાં થઈ છે અને તે આગળ વધે એમ આપણો પ્રયાસ થવોજ જોઇએ. તે પ્રયાસ માટે આપ સર્વ બધી બાબત કરશો અને આ યુગમાં સ્ત્રી કેળવણીના પ્રશ્ન તરફ જે વિકાસ થતો જાય છે તેમાં તમે તમારો હિસ્સો સંભાળી લઈ તમારી બેટીઓને તમારા પુત્ર માફકજ બુદ્ધિવાન કરશો એમ મારી ભલામણ છે, પણ આ ભલામણ કરતાની સાથે મારે તમને કહેવું જોઇએ કે હવે બીજા સુધારા કાળે કરીને આવે તે પહેલાં તમારા ઘરના સુધારા કરશો; તમે ખાસ કરીને આ બાબતમાં વ્હાલી દીકરીઓના દુઃખ ઓછાં કરવા જરૂર પ્રયાસ કરશો. તમે પુરૂષો ધ્યાન રાખશો કે તમારી ફરજ માત્ર તમારા કુટુંબ માટે પૈસા રળી આપવાથી પુરી થતી નથી. તમારા પોતાના ઘરમાં તમારી દીકરીઓ અને તમારા ઘરમાં આવતી પુત્ર વધૂઓ ઉપર શો જુલમ થાય છે તે ઉપર ધ્યાન રાખશો. તમે માતાઓ એમ યાદ રાખશો કે તમે પોતે પુત્ર વધૂ હતાં અને તમે ઘણાં વીતક ભોગવ્યાં છે. તો તમે તે વીતક તમારી સુકુમાર પુત્ર વધૂના કુમળાં કાળજાં બાળી તેમના ઉપર વીતાડવામાંથી બાતલ રહેશો. તમે માતા અને પિતા એટલી સંભાળ રાખશો કે તમારી પુત્રીઓ જેમ તમારી પુત્રીઓ છે તેમ તમારા ઘરમાં આવતી પુત્ર વધૂઓ પણ વ્હાલા માબાપની વ્હાલી દીકરીઓ છે. બાળ લગ્નનો સવાલ ચોખ્ખો થશે એટલે આ મુશ્કેલીઓ સ્વતઃ દૂર થશે પણ હજી આપણો સમાજ જ્યાં ૧૪-૧૫ ની દીકરી કે ૧૮-૨૦ વર્ષના દીકરાની ઉમર ઓળંગી આગળ વધે નહી ત્યાં સુધી તમારી આ સંભાળ પણ તમારાં વ્હાલાં બચ્ચાંઓના નિશ્વાસ ઓછા કરશે. તેમના ખાનપાન, તેમની તન્દુરસ્તી માટે દવાઓ, અને તેમને સૂવા બેસવા માટે પાગરણ અને તેમને પહેરવાના સાદાં પણ સારાં કપડાં માટે તેઓ હકદાર છે. તેમને લાગે કે તમે આ બોજો સહન કરવા શક્તિમાન નથી તો તમારા દીકરાને પરણાવશો નહી. તમે લોભી હો અને ધન સંચયનો અતિશય મોહ ધરાવતા હો, તો પ્રજા ઉત્પન્ન કરશો નહી અને પ્રજાના અંગના બોજા આવતાં અટકાયત કરશો. શ્રીમાળીના મોટા મોટા જથ્થા આ દીકરીઓના નિશ્વાસો અને શ્રાપોથી નષ્ટ પામ્યા છે, તે વાત તમારા મગજમાંથી દૂર કરશો નહિ. મતલબમાં મારી મજબુત હિમાયત છે કે સંસાર સુધારાના પહેલા પગથીઆ તરીકે તમે તમારા આશ્રય નીચે રહેતી સ્ત્રી રત્નો પછી તે પત્ની રૂપે હોય, માતા રૂપે હોય, પુત્ર વધૂ રૂપે હોય કે વિધવા-સધવા રૂપે આશ્રિત સ્થિતિમાં હોય તો તે બધા તરફ તમે ઔદાર્યથી વર્તજો. તમારા મગજમાંથી ઉભા કરેલા ખોટા ખ્યાલો તળે તમે આ જુદાં જુદાં સ્વરૂપની દીકરીઓને ગેરઈન્સાફ ન આપશો. તેમને સામાન્ય રીતે જે ઈન્સાફ અને હક છે તે કરતાં ઘણા વધારે હક ખાસ એ કારણથી આપશો કે તે દીકરીઓ અબળા છે. તેઓ તમારા જુલમથી કાયર થઈ બંડ કરશે તો તમારા નાક અને શોભાને હાની પહોંચાડશે એ વાત ધ્યાનમાં રાખશો. એ વાત પણ ધ્યાનમાં રાખશો કે તમારી માતા પણ દીકરી હતી અને દીકરી છે, તમારી સ્ત્રી પણ દીકરી છે અને તમારી બહેન પણ છે. સ્ત્રી એ જગત જનની છે. જગતના વીર નાયકો લ્યો, કે શહેનશાહો લ્યો, જગતના કવિઓ લ્યો કે, તત્વવેતા લ્યો, જગતના ઐતિહાસિકો લ્યો કે, વિજ્ઞાનીઓ લ્યો તે બધા આદ્ય શક્તિના પુત્રો છે. આ બાળાઓના સુખ આગળ તમારા ધન સંચયની લાલસાને તમે ધક્કો મારીને હાંકી કાઢશો. આ બાળાઓના સબંધમાં વિરૂદ્ધ અભિપ્રાય ઘરમાં આપનારને ઉત્તેજીત કરશો નહિ. જ્યાં ખરી ભુલ જણાય ત્યાં

પણ તમે ક્ષમા રાખશો. તમે અને પુત્રો ભૂલ નથી કરતા? તો તેઓની પણ વાસ્તવિક ભૂલ હોય ત્યાં પણ ક્ષમા એ તમારૂં સૂત્ર હોવું જોઇએ.

જ્ઞાતિના ઉદયમાં અને દેશના ઉદયમાં આ માતાઓનો હિસ્સો તમારા કરતાં પણ ઘણો મોટો છે. આ વાત આટલા બધા જોશથી તમારી સમક્ષ એટલા માટે હું મુકું છું કે તમારામાં તમારી પુત્ર વધૂઓને ઇન્સાફ આપવાની વૃત્તિજ નથી.

હવે તમારે માટે રૂપ રેખા તરીકે મેં મારા વિચારો આપ ભાઇઓ પાસે રજુ કર્યા છે. અને તે આપને માર્ગદર્શક થાય અને આપણે કાંઈ થોડા અંશે પણ કર્તવ્ય આપણું કરી શકીએ તો હું આપનો આભારી થઈશ. આપ ભાઇઓએ મને આ માન આપી મારા ઉપર જે નવાજેશ કરી છે તે માટે હું સદાનો આભારી રહીશ. અને મારાથી યથાશક્તિ મારી સર્વ સેવા આપણા દરેક પ્રશ્નના ઉકેલ અર્થે રજુ કરીશ. બીજા સમાજો કરતાં જ્ઞાતિ સમાજો એ રીતે નિરાળા છે કે બીજા સમાજોમાં બહુમતિના કાર્યો અસરકારક થાય છે, ત્યારે આ સમાજમાં અલ્પ મતવાળા મનુષ્યો પોતાનું જુદું તડ પાડી જુદો વાડો બાંધે છે. આ સ્વરૂપ મને ડગલે અને પગલે કામમાં વિઘ્ન કરતાં થયું છે. લાભ સમાજનો અને દ્વેષ ઘરનો એ વાત કોઇ કાર્યકર્તાને પરવડે નહિ. કદાચ બીજાઓને પરવડે તો મનેતો તે પરવડતી નથી અને તેથી જ્ઞાતિ સંસ્થાના કાર્યો તરફ મેં અત્યાર સુધી શિથિલતા કડવા અનુભવને પરિણામે અખત્યાર કરી છે.

હવે છેવટનો એક અગત્યનો પ્રશ્ન રહે છે અને તે એ છે કે પ્રત્યેક સ્થળમાં જ્ઞાતિના ફંડોને અને મીલકતો અસ્તવ્યસ્ત સ્થિતિમાં છે તેને માટે તો તમે આંહિંથી પાછા ફર્યા બાદ કુસંપ ન થાય તે રીતે સંભાળ રાખી સુવ્યવસ્થાના ધોરણો બાંધશો. દરેક ટ્રસ્ટીની ફરજ છે કે તેણે જ્ઞાતિફંડોનો સારો પ્રસિદ્ધ હિસાબ રાખવો જોઇએ અને તે વર્ષ પ્રતિ વર્ષે પ્રસિદ્ધ કરવો જોઇએ. જ્ઞાતિના કોઈ ગૃહસ્થે આથી પોતાના ઉપરનો જ્ઞાતિનો ભરૂસો ઓછો છે એમ માની જરાપણ માઠું લગાડવું ન જોઇએ.

છેવટ હવે આપને એટલીજ વીનંતિ કરૂં છું કે જ્યારે આર્યાવર્ત સ્વરાજ્ય માટે તૈયાર થતું આવે છે ત્યારે તમે તમારા સ્વાર્થો—અંગત ઈર્ષાઓ કોરે મુકી જે સંસ્થાઓ અને સમાજમાં તમારૂં સ્વરાજ્યજ છે તેમાં ખરૂં સંગીન સ્વરાજ્ય બળ મુકો. તમારા સંસાર સુધારા ઉપર તમામ પ્રગતિનો આધાર છે. ઘણા વર્ષે ભેગા મળવા તમને તક મળી છે તો હવે તક જતી ન કરશો અને દરેક પોતાથી આખી ઇમારતના ચણતર કામમાં જેટલો હિસ્સો આપી શકાય તેટલો આપશો. કુદરત અને ઈશ્વર તમારા પ્રયાસમાં સહાયભૂત થાય અને તમારૂં ભાંગી જતું અને લાધી ગએલું વહાણ તરતું થઈ સામે બંદરે પહોંચે એવા ઉપાયો યોજશોજ. **આ જમાનો માત્ર કહેવ.નો રહ્યો નથી. કાર્યો કરવાનોજ આ યુગ છે. તો હવે તમે દરેક તમારો ખભો આ ખુંચી ગયેલ ગાડાને આપશો તો મારી ખાત્રી છે કે તમારૂં કાર્ય રસ્તે પડશે.** ફરીવાર તમારો સૌ ભાઇઓનો આભાર માની હું બેસવા રજા માંગું છું.

**શ્રીમાળી બ્રાહ્મણ કોન્ફરન્સ,**
**લીંબડી,** તા. ૧૨-૧૧-૨૨

અસ્ખલિત અને અવિરત વાણીપ્રવાહથી પોતાનું ભાષણ પ્રમુખશ્રીએ બરાબર એક કલાકમાં પૂરું કર્યું, અને તાળીઓના અવાજ વચ્ચે તેમણે પોતાની બેઠક લીધી.

**વિષય નિર્ણાયક સમિતિની ચુંટણી.**

આજની બેઠકનું બાકીનું કામ **વિષય નિર્ણાયક સમિતિ**ની ચુંટણીનું હતું. વિષય નિર્ણાયક સમિતિમાં બેસનાર પ્રતિનિધિઓ પ્રત્યેક ગામની જ્ઞાતિથી ચુંટાયલા જવાબદાર ગૃહસ્થો હોય છે. પરિષદ્‌ની બેઠકમાં તેઓ પોતપોતાના ગામથી ચુંટાઇનેજ આવે છે. પરંતુ આવી રીતે ચુંટણી કરનાર જવાબદાર મંડળ કોઈ સ્થળે હાલ નથી, તેથી તેવા પ્રતિનિધિઓની પરિષદ્‌માં હાજર થયેલા ગૃહસ્થોમાંથી ચુંટણી પરિષદ્‌ની બેઠકના પ્રથમ દિવસે રાખવી એવું આ વખતને માટે ઠરાવવામાં આવ્યું હતું. આ ચુંટણી પ્રાંતવાર થવી જોઇએ તેથી ઝાલાવાડ, હાલાર, કચ્છ, સોરઠ, ગોહલવાડ, ગૂજરાત તથા મારવાડ-મેવાડ એવા વિભાગ પાડયા, અને દરેક વિભાગમાં જ્ઞાતિ-વસતીનાં આશરે ઘર ગણી તે મુજબ દરેક પ્રાન્તને ચુંટવાના પ્રતિનિધિઓની સંખ્યા નક્કી કરવાનું ધોરણ નક્કી કરવામાં આવ્યું. વળી એમ પણ નક્કી કરવામાં આવ્યું કે મન્ત્રીઓ તથા કાર્યવાહકો વિ. નિ. સમિતિમાં બેસી શકે છે. એ પ્રમાણે નક્કી થતાં, ધોરણ પ્રમાણે ચુંટણી કરવા સારુ સભાસ્થાનના પણ પ્રાન્ત પ્રમાણે વિભાગ કર્યા અને પૃથક પૃથક પ્રાન્તના સૌ ગૃહસ્થોએ નિયત કરેલા ભાગમાં બેસી શાન્તિથી પોતાના પ્રતિનિધિઓ ચુંટી લેવાનું પ્રમુખશ્રીએ જાહેર કરતાં સૌ પ્રાન્તવાર જૂદા જૂદા ગોઠવાઈ ગયા. કોઈ પ્રાન્તની રાજકીય પરિષદ્ વખતે તે પ્રાન્તની તાલુકા-સમિતિઓ પ્રતિનિધિની ચુંટણી માટે ગોઠવાઈ ગઈ હોય તેવો દેખાવ દષ્ટિગોચર થતો હતો. દરેક પ્રાન્તે પોતાનાં ગામ અને ઘરની સંખ્યા માંહો માંહે નક્કી કરી પ્રતિનિધિઓ ચુંટવા શરુ કર્યા, પણ આમ શરુ કરતાં કેટલાક હાજર રહેલા અને અગ્રેસર ગણાતા ગૃહસ્થો રહી જતા હતા, તેથી સંખ્યાનું પ્રમાણ વધાર્યું અને અર્ધાએક કલાક પછી ચુંટણીનું કામ પૂરું થયું. આ ચુંટણીના કામમાં **રાષ્ટ્રીય મહાસભા**માં પણ ઘણીવાર તોફાન થઈ પડે છે. એવું અહિં ન થાય તેવી રીતિ અને નીતિ પ્રમુખે તથા મુખ્ય કાર્યવાહકોએ અગાઉથી મળી નક્કી કરી લીધી હતી, તેથી ધાર્યા કરતાં ઘણી સરળતાથી **વિષય નિર્ણાયક સમિતિ**ની ચુંટણીનું કાર્ય પૂરું થયું. ચુંટાયલા પ્રતિનિધિઓનાં નામની યાદી એકત્ર કરી સૌને તેની જાણ કરવા માટે સમસ્ત સભા પાછી એકત્ર થઈ અને પ્રાન્તવાર નીચેના ચુંટાયલા પ્રતિનિધિઓ જાહેર કરવામાં આવ્યા.

## વિષય નિર્ણાયક સમિતિના પ્રતિનિધિઓ.

### ઝાલાવાડ.

**હળવદ.**

રા. રા. હરિલાલ મંગળજી દવે.

**ધ્રાંગધ્રા-સીતાપુર.**

રા. રા. મોહનલાલ પ્રાણજીવન ઓઝા
,, બાનુશંકર મકનજી ,,
,, શુકલ મોહનલાલ મહાશંકર
,, વલભરામ મકનજી દવે
,, વજેશંકર રામચંદ્ર દવે
,, જટાશંકર ઇશ્વિરલાલ ઓઝા

**વઢવાણ-લખતર.**

રા. રા. કાલિદાસ કાનજી ઓઝા

**લીંબડી.**

રા. રા. મયાશંકર વલમજી દવે
,, જટાશંકર હનુજી ત્રવાડી

**ચૂડા.**

રા. રા. પ્રાણજીવન ખીમજી દવે
,, કેશવલાલ મયાશંકર વેદીઆ
,, રામચંદ્ર શિવશંકર દવે
,, આત્મારામ કાલિદાસ દવે

**સાયલા.**

રા. રા. નર્બેશંકર મગનલાલ ઓઝા

**સુદામડા.**

રા. રા. પ્રભુ જગનાથ ઓઝા

રાણપુર.

રા. રા. મોહનલાલ લક્ષ્મીશંકર ત્રિવેદી

થાન.

રા. રા. નારણજી ભાણજી દવે

વાંકાનેર.

રા. રા. કેશવલાલ કરસનજી ઓઝા
,, ગૌરીશંકર દયારામ ઓઝા
,, દેવશંકર ઇશ્વરલાલ ઓઝા
,, મગનલાલ પીતાંબર

## હાલાર.

### જામનગર.

રા. રા. ભાઈશંકર ગૌરીશંકર ઓઝા
,, જટાશંકર રેવાશંકર ત્રવાડી
,, ગંગાશંકર હકાભાઇ ત્રવાડી
,, ડો. રેવાશંકર પ્રભાશંકર ત્રિવેદી
,, જટાશંકર ભવાનીશંકર અગ્નિહોત્રી
,, મકનજી વજેરામ ઓઝા
,, કરુણાશંકર પુરુષોતમ ઓઝા
,, દલપતરામ ગૌરીશંકર નવલખા
,, દુર્ગાશંકર દેવશંકર શુકલ
,, પ્રાગજી જાદવજી દવે
,, મહાશંકર ત્રિભોવન દવે
,, શંકરલાલ રામજી દવે
,, ઇશ્વરલાલ રામેશ્વર શુકલ

ધ્રોળ.

રા. રા. હરિશંકર જેશંકર ત્રવાડી
,, લક્ષ્મીશંકર ડોસા ઓઝા
,, કરુણાશંકર વિશ્વનાથ ત્રવાડી
,, મૂળશંકર લીલાધર ત્રવાડી
,, ઉમિઆશંકર ડાહ્યાભાઇ ઓઝા

મોરબી.

રા. રા. નર્ભેશંકર વશરામ દવે
,, મૂળશંકર મહાદેવ દવે
,, પીતાંબર દયાશંકર દવે
,, અંબાશંકર હીરજી દવે
,, દલપતરામ નર્ભેશંકર ઓઝા

વણથળી.

રા. રા. રૂગનાથ ભવાનીશંકર દવે

રાજકોટ.

રા. રા. જગજીવન બાવાભાઇ ઓઝા
,, કલ્યાણજી ચત્રભુજ ,,
,, ગિરિજાશંકર અંબારામ વકીલ
,, વિશ્વનાથ મંગળજી ઓઝા

ગોંડળ.

રા. રા. હરિશંકર ગણેશ ત્રવાડી
,, અંબારામ દામોદર ત્રવાડી

જેતપુર.

રા. રા. મહાશંકર ડાહ્યાભાઇ ત્રવાડી

ઉપલેટા.

રા. રા. પ્રાણજીવન શંકર દવે
,, વિઠ્ઠલજી નારણજી દવે

ધોરાજી.

રા. રા. ગૌરિશંકર હીરજી ડોકટર

## સોરઠ.

### જુનાગઢ.

રા. રા. લક્ષ્મીશંકર મોહનદાસ ઓઝા

વણથલી.

રા. રા. મૂળશંકર માવજી ત્રિવેદી

પોરબંદર.

રા. રા. ખીમજી દામોદર દવે
,, અંબારામ વલભજી દવે

## કચ્છ.

### અંજાર.

રા. રા. નારણજી ભાણજી દવે

માંડવી.

રા. રા. મયાશંકર પીતાંબર

## ગોહિલવાડ.

### ભાવનગર.

રા. રા. પીતાંબરદાસ ગોવિન્દરામ ત્રિવેદી
,, જેશંકર હરજીવન
,, મજલાલ નાથજી ભટ
,, હરજીવન મથુર
,, હરિશંકર વિઠલજી

,, દેવશંકર પીતાંબર
,, લલ્લુભાઈ કાળીદાસ
,, પ્રભાશંકર વજેરામ
,, કલ્યાણજી નરસીદાસ
,, પ્રભાશંકર વિઠલજી
,, રેવાશંકર ત્રિભોવન

**ગોધા.**

રા. રા. કૃષ્ણલાલ કેશવલાલ ત્રિવેદી
,, દેવશંકર લક્ષ્મીરામ ઓઝા

**કુંડલા.**

રા. રા. હરિલાલ લાલજી ત્રિવેદી

**અમરેલી.**

રા. રા. મગનલાલ દલપતરામ ત્રિવેદી

**બોટાદ.**

રા. રા. પ્રાણજીવન નથુ દવે
,, ભાઇશંકર કુબેરજી

**ગઢડા.**

રા. રા. જેશંકર જીવરામ

**પાલીતાણા.**

રા. રા. રેવાશંકર ભીખાભાઈ

**ઉમરાળા.**

રા. રા. રતિલાલ મોતીલાલ

**શિહોર.**

રા. ર. મણિશંકર મૂળજી ત્રિવેદી

**મહુવા.**

રા. રા. શામજી વજેરામ ત્રિવેદી
,, પોપટલાલ કરસનજી વકીલ
,, સુંદરજી વિઠલજી ત્રિવેદી

**ત્રાપજ.**

રા. રા. ધનેશ્વર પરમાણંદ ત્રિવેદી

**કુંકડ.**

રા. રા. રણછોડજી ડાહ્યાભાઇ

**તળાજા.**

રા. રા. છગનલાલ બાપુભાઈ
,, નારણજી જગન્નાથજી

**સાણોદાર.**

રા. રા. મણિશંકર હરજીવન

**ભંડારિઆ.**

રા. રા. ત્રિભોવન કાળીદાસ

**બાબરા.**

રા. રા. ત્રવાડી રામશંકર હકાભાઈ

**લાઠી.**

રા. રા. મણિશંકર ગિરજાશંકર ઓઝા

## ગુજરાત.

**પાટણ.**

રા. રા. મણિશંકર મગનલાલ અયાચી
,, અંબાશંકર નથુશંકર દવે
,, નટવરલાલ રામશંકર
,, હીરાલલ દલસુખરામ દવે

**ધોળકા.**

રા. રા. ભોગીલાલ જયશંકર ઓઝા
,, નટવરલાલ મણિશંકર ત્રિવેદી
,, રેવાશંકર હરિશંકર ત્રીવેદી
,, લક્ષ્મીશંકર મૂળજી
,, પુરુષોત્તમદાસ હીરાભાઈ
,, ગૌરીશંકર મોહનલાલ ત્રિવેદી

**અમદાવાદ.**

રા. રા. ચિમનલાલ દલપતરામ કવિ
,, મણિલાલ મહાદેવ ઓઝા
,, જીવણલાલ દલપતરામ
,, મોહનલાલ છગનલાલ
,, નાનાલાલ રેવાશંકર ત્રિવેદી
,, દુર્ગાશંકર પ્રભાશંકર શુકલ
,, શાંતિલાલ દયાશંકર દવે

**બરકાલ.**

રા. રા. દેવેશ્વર હરશિંકર

**ગોધરા.**

,, મોહનલાલ દલસુખરામ ત્રીવેદી

**મુજપુર.**

રા. રા. મોતીલાલ વાલજી

ઉપરાંત નીચેના ગૃહસ્થો **વિષય નિર્ણાયક સમિતિ**માં પરિષદ્‌ના વિભાગવાર કાર્યવાહકો તરિકે બેઠા હતા.

**સ્વાગત મંડળના હોદ્દેદારો.**

રા. રા. જીવરામભાઈ જગજીવન દવે
,, લાલજી જગજીવન દવે
,, પ્રભાશંકર વિઠલજી ,,
,, કાલિદાસ ડાહ્યાભાઇ ઓઝા
,, મણિશંકર નાનજી ત્રિવેદી

**પરિષદના મન્ત્રીઓ તરિકે.**

રા. રા. કાલિદાસ વસનજી દવે
,, કાશીરામ ભાઇશિંકર ઓઝા

**પરિષદના કાર્યવાહકો તરીકે.**

રા. રા. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી. અમદાવાદ.
,, રતિલાલ મોહનલાલ ,, ,,
,, ડૉ. ગિરજાશંકર ઇશ્વરલાલ ઓઝા. રાજકોટ
,, નર્બેશંકર પ્રાણજીવન દવે. ચૂડા.
,, પ્રભાશંકર કેશવજી દવે મોરબી.
,, દુર્ગાશંકર રૂગનાથજી દવે. ,,
,, જટાશંકર ધનેશ્વર દવે. ચૂડા.
,, ડૉ. પ્રભાશંકર ભાઇશંકર ત્રિવેદી જામનગર.
,, અનોપરામ હાકેજી ત્રિવેદી. ભાવનગર.
,, હરિલાલ જાદવજી વકીલ ધ્રાંગધ્રા.
,, નારણજી દયાળજી દવે બોટાદ.

ઉપર મુજબ ચુંટાયલા પ્રતિનિધિઓ જાહેર થયા પછી ચર્ચવાના વિષયોની યાદી-**પત્રિકા નં. ૯** જે પરિશિષ્ટ રૂપે પાછળ આપી છે તે-સૌને વાંચી સંભળાવવામાં આવી, તથા તેની વધુ પ્રતો તરત જ છપાવી સૌ પ્રતિનિધિઓને તે પર વિચાર કરવા વહેંચી દેવા મન્ત્રીઓને સૂચના કરવામાં આવી. આજ જ રાત્રે નવ વાગ્યે આ જ સ્થળે વિષયનિર્ણાયક સમિતિએ મળવું એવું જાહેર કરી પ્રથમ દિવસની બેઠક "મહાલક્ષ્મી માત કી જે"ના હર્ષનાદ વચ્ચે સાંજના પાંચ વાગ્યે પૂરી થઈ.

# બીજો દિવસ.

( તા. ૧૪-૧૧-૧૯૨૨. )

## વિષય નિર્ણાયક સમિતિની બેઠક.

અગાઉ જણાવ્યા મુજબ વિષય નિર્ણાયક સમિતિ રાત્રે નવ વાગ્યે મળવાની હતી, પણ સૌને પહેલા આખા દિવસના શ્રમને લીધે રાત્રે ન મળતાં બીજે દિવસે નવ વાગ્યે મળવાનું નક્કી થયું, અને તે મુજબ બીજે દિવસે સ્હવારમાં નવ વાગ્યે વિષય નિર્ણાયક સમિતિ પ્રમુખશ્રીના અધ્યક્ષપણા નીચે એકઠી થઈ. પત્રિકા નં. ૯ માં જણાવેલા પંદર વિષયોને સ્વરૂપની એકતા પ્રમાણે એકત્ર કરી મુખ્ય સાત ઠરાવોમાં વહેંચી નાખવામાં આવ્યા હતા. તથા ક્રમવાર નીચેના ઠરાવોને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

### ઠરાવ ૧ લો.

જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર વધારવા માટે દરેક ગામમાં જ્ઞાતિના અને યજમાન જ્ઞાતિના ગૃહસ્થોમાં શુભાશુભ પ્રસંગે દાન કરવાનો રિવાજ છે તેનો લાભ લઈ ફાળો ભેગો કરવા પ્રયાસ કરવો અને તે કામ કરવા માટે ગામવાર સમિતિ કે સ્વયંસેવકો નીમવા તથા તે રકમમાંથી ૫૦ ટકા સ્થાનિક દીકરા દીકરી, કે વિધવાની કેળવણીમાં વાપરવા અને બાકીની રકમ સમસ્ત ફાળામાં, જ્ઞાતિનાં વસતી-ગૃહો વગેરે સામાન્ય કામ માટે એકઠી કરવીઃ એવી આ પરિષદ્ ખાસ આગ્રહપૂર્વક ભલામણ કરે છે. આ યોજના હાલ તુરત બેવર્ષ માટે છે.

આ ઠરાવ અમલમાં મુકવા નીચેના ગૃહસ્થોને ટ્રસ્ટી તરિકે નીમવામાં આવ્યા છે.

શ્રીમાન્ છોટાલાલ દલપતરામ કવિ.
,, વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી.
,, ચિમનલાલ દલપતરામ કવિ.
શ્રીમાન્ નર્મેશંકર પ્રાણજીવન દવે.
,, દુર્ગાશંકર રૂગનાથજી દવે.
,, રવિશંકર જટાશંકર ત્રિવેદી.
,, અમૃતલાલ પોપટભાઇ દવે.

તથા નીચેનાને મન્ત્રીઓ તરિકે નીમવામાં આવે છે—

રા. રા. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.
રા. રા. કાલિદાસ વસનજી દવે.
રા. રા. રતિલાલ મોહનલાલ ત્રિવેદી.
રા. ડૉ. ગિરિજાશંકર ઇશ્વરલાલ ઓઝા.

ઉપરનો ઠરાવ શ્રીમાન્ ચિમનલાલ કવિએ રજુ કર્યો હતો. રજુ કરતાં તેમણે જણાવ્યું કે આ જમાનામાં કેળવણી બહુ જરૂરની છે એ વાત હવે કોઇને જણાવવાની જરૂર રહી નથી. આપણી જ્ઞાતિ નિર્ધન છે અને તેથી જ્ઞાતિનાં ઘણાં બાળકો અને બાળકીઓ જરૂરની પણ કેળવણી લઈ શકતાં નથી. આથી તેમની જીંદગી નિર્ધન રહે છે, અને જ્ઞાતિની ઉન્નતિ પણ અશકય થઈ પડે છે. વળી વિધવાઓની નિરાધાર સ્થિતિની આપણને સૌને માહીતી છે છતાં તે સુધારવા આપણે કશું કરતા નથી એ ખરેખર શોચનીય છે.

આ શોચનીય સ્થિતિ સુધારવા કેળવણીનો પ્રચાર કરવાની ખાસ જરૂર છે. કેળવણીની ખોટ પૂરી પાડવા નાણાંની જરૂર અને એ નાણાં પૂરાં પાડે એવી આપણી જ્ઞાતિ ધનવાન નથી, તેથી શુભાશુભ પ્રસંગે

યથાશક્તિ ચોકસ રકમ એકઠી કરવામાં આવે તો તે મુજબ દર વર્ષે સારી રકમ એકઠી થાય એવી મારી ખાત્રી છે. જે માણસ શુભાશુભ પ્રસંગે સો બસો રૂપિઆ ખર્ચે છે તેને પાંચ કે દસ રૂપિઆ આપવા ભારે પડતા નથી. તેવા પ્રસંગે હાજર રહી ભીખ માગનાર નિર્માની સ્વયંસેવકોથીજ આ કામ સરલ થઈ શકે. વળી આવી રીતે એકત્ર કરેલી રકમના ૫૦ ટકા તેજ ગામમાં સ્થાનિક મદદ તરિકે રાખવા અને બાકીના ૫૦ ટકા મુખ્ય મંડળમાં–પરિષદ્ કેળવણી ફાળા–માં ભરવા, કે જેમાંથી સમસ્ત જ્ઞાતિના કોઇ સ્ત્રી પુરૂષને ઉંચી કેળવણી માટે મદદ આપવી.

ઉપરના ઠરાવમાં પ્રથમ ૫૦ ટકાને બદલે ૩૦ ટકા સ્થાનિક ઉપયોગમાં રાખવાની દરખાસ્ત હતી, પણ જામનગરમાં આજ છેલ્લાં પાંચેક વર્ષ થયાં સ્થાનિક મદદમાંથી સ્થાનિક કેળવણીનું સુંદર કામ થઈ રહ્યુંછે, તેને તેથી ધકો લાગે તેથી તે વાત વિચારમાં લાવી ૫૦ ટકા સુધી નક્કી કરવા એવો ડૉ. રેવાશંકર તરફથી સુધારો આવતાં તે સ્વીકારવામાં આવ્યો અને ૫૦ ટકા નક્કી કરવામાં આવ્યા. આ દરખાસ્તને સૌએ ટેકો આપ્યો. પરિષદ્ કેળવણી ફાળો કોના ટ્રસ્ટમાં રાખવો એ વાત નિકળતાં મોરબીના શ્રીમાન્ પ્રભાશંકર કેશવજી દવેએ જણાવ્યું કે અમદાવાદ બોર્ડિંગના ટ્રસ્ટીઓમાં અમને સમ્પૂર્ણ વિશ્વાસ છે, અને તેઓ યોગ્ય કાર્ય બજાવે છે માટે તે ટ્રસ્ટીઓને ફાળા માટે ટ્રસ્ટીઓ નીમવા.

શ્રીમાન્ નર્મેશંકર વશરામ દવેએ તથા અન્ય ગૃહસ્થોએ એ વાતને અનુમોદન આપ્યું. શ્રી. ચિમનલાલ કવિએ એ ટ્રસ્ટીઓમાં પ્રમુખશ્રીનું પણ નામ રાખવાની સૂચના મૂકી, તથા મન્ત્રીઓ તરિકે અમદાવાદ બોર્ડિંગના ત્રણ મન્ત્રીઓ ઉપરાંત ડૉ. ગિરિજાશંકરને નીમવાની સૂચના કરી.

છેવટે સુધારો વધારો કર્યા પછી ઉપર મુજબનો ઠરાવ સર્વાનુમતે સ્વીકારાયો હતો.

---

## ઠરાવ બીજો.

**ધાર્મિક ક્રિયાને બાધ ન આવે તેવા માઠા પ્રસંગના વરા બંધ કરવા અને શુભ પ્રસંગના વરા કમી કરવા તથા મરજિયાત કરવા, અને તેવે પ્રસંગે જ્ઞાતિના કેળવણી ફાળામાં યથાશક્તિ મરજિયાત દાન કરવાનો રિવાજ દાખલ કરવા આ પરિષદ્ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.**

આ ઠરાવ પણ શ્રી. ચિમનલાલ દલપતરામ કવિએ વિષયનિર્ણાયક સમિતિમાં રજુ કર્યો હતો. માઠા પ્રસંગના વરા પરત્વે બોલતાં તેમણે જણાવ્યું કે શાસ્ત્રમાં તો તેને પ્રેત ભોજન કહ્યું છે, અને દશા અને એકાદશા નિમિત્તનું ભોજન માત્ર સૂતક આવે તેવાઓનેજ જમવાની છૂટ છે. વળી કેટલેક સ્થળે આ વરાઓ ફરજિયાત હોય છે, અને તેથી રિવાજના લીધે, શરમાઇને, મ્હેણાની બ્હીકને લીધે, ગરીબ સ્થિતિના માણસો ઘર ઘરેણું મૂકીને કે વેચીને વરાઓ કરે છે. છોકરાંને કેળવણી આપવા પૈસા ન હોય, અને આ ફરજિયાત વરાઓ કરવા જાતે વેચાઇને પણ પૈસા ક્હાડવા પડે છે. ઘણી નાતોએ આવા વરા કમી કર્યા છે, તો આપણે બ્રાહ્મણ જ્ઞાતિએ હવે જાગવું જ જોઇએ. આગળ ચાલતાં પોતાની દલીલના સમર્થનમાં તેમણે જણાવ્યું કે મ્હેંતો મ્હારી સદ્દગત પત્નીની ઉત્તરક્રિયામાં આ વરાઓ કર્યા જ નહોતા, અને તેને બદલે અમદાવાદ જ્ઞાતિ કેળવણી ફાળામાં સારી રકમ ભરી હતી. વળી શુભ પ્રસંગના વરાઓ જેવા કે વરોઠી, સીમન્ત, જનોઈ વગેરે ફરજિયાત હોય

ત્યાં ત્યાં તે કમી કરવા કે મરજિયાત કરવા, અને તેને બદલે જ્ઞાતિના કેળવણી ફાળામાં યથાશક્તિ મદદ આપવી. આમ કરવાથી આપણે ઓછા ઘસાઇશું, અને યોગ્ય સ્થળે દાન દેવાથી શુભ પ્રસંગો દીપી નિકળશે. ત્યારપછી રા. રા. લલ્લુભાઈ કાલિદાસ ઓઝા (ભાવનગરવાળા) એ પોતાની પ્રખર અને અંતઃકરણમાંથી નિકળતી વાણીમાં જણાવ્યું કે ફરજિયાત વરા કરવાના રિવાજથી ઘણાઓને ઘર વેચી, જાતે વેચાઇને વરાઓ કરતાં મેં જોયા છે. માટે દશા એકાદશાના વરાઓ કમી કરવાજ જોઇએ. ભાઈ નટવરલાલ મણિશંકર ઓઝા (ધોળકાવાળા)એ ગદ્‌ગદ્‌ કંઠે એક દૃષ્ટાંત રજુ કરતાં જણાવ્યું કે બાઈ વિધવા થયા પછીથી પણ કેટલીક જગ્યાએ તે બાઈના સીમન્તના વરાની ઉઘરાણી થાય છે! આથી વધારે અધમ અને નિષ્ઠુર ક્યું આચરણ કહેવાય? ત્યાર પછી કેટલાકોએ દશા એકાદશાનું ભોજન સૂતકી સિવાય કોઇએ ન જ જમવું એવું શાસ્ત્રમાં પણ છે તેથી તે વરાઓ કમી કરવા જ જોઇએ, અને શુભ પ્રસંગોના વરા પણ કમી કે મરજિયાત કરવા જોઇએ એવું જણાવ્યું હતું. છેવટે ઉપરનો ઠરાવ વિષયનિર્ણાયક સમિતિમાં પસાર થતાં પરિષદ્‌ની સામાન્ય બેઠકમાં નીચેના ગૃહસ્થોએ રજુ કરતાં ત્યાં પણ સર્વાનુમતે પસાર થયો હતો.

| રજુ રકનાર | અનુમોદન આપનાર |
|---|---|
| રા. રા. પ્રભાશંકર કેશવજી દવે (મોરબી). | રા. રા. નટવરલાલ મણિશંકર ઓઝા ( ધોળકા ). |
| | „ નારણજી જગન્નાથ ત્રિવેદી ( ભાવનગર ). |
| | „ નારણજી દયાળજી દવે ( બોટાદ ). |
| | „ નાનાલાલ રેવાશંકર ત્રિવેદી (અમદાવાદ). |

## ઠરાવ ત્રીજો.

**કજોડાં અને કન્યાવિક્રય હાનિકારક અને શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી તે અટકાવવા માટે વિવાહ ( વાગ્દાન ) અને લગ્ન પ્રસંગની અમુક સામાન્ય હદ નક્કી કરવા આ પરિષદ્‌ મજબુત ભલામણ કરે છે.**

સદરહુ ઠરાવ રા. રા. જગજીવનદાસ બાવાભાઈ ઓઝાએ રજુ કરતાં જણાવ્યું હતું કે કજોડાંથી પુરૂષ કે સ્ત્રીનો આખો ભવ બગડે છે. બાળલગ્ન કરવાથી વિધવાની સંખ્યા વધે છે, વળી ભવિષ્યમાં છોકરો કેવો નિકળે કેમ નહિ વગેરે બાબત પણ જોવી જોઇએ. બાળપણમાં છોકરાંઓ વરે તો કુટુમ્બની આબરૂ સારી કહેવાય તેમ કુલીનો તથા બીજા કેટલાકો માને છે. પણ તે માન્યતા બહુ ભુલ ભરેલી છે. વળી કન્યાવિક્રય તો કોઇપણ રીતે બંધ થવો જ જોઇએ. પોતાની વ્હાલી પુત્રીને વેચીને કમાણી કરવી એથી બીજો કયો રિવાજ અધમ કહેવાય? માટે આ ઠરાવ સૌએ અમલમાં મૂકવા તૈયાર રહેવું જોઇએ. રા. રા. ગૌરીશંકર દયાળજી ઓઝાએ તેને અનુમોદન આપ્યું હતું. રા. રા. ગિરિજાશંકર વકીલે વધુ અનુમોદન આપતાં જણાવ્યું કે આ બધા ઠરાવો અને સુધારા કરવા માટે અનુકૂળ વાતાવરણની ખાસ જરૂર છે. અને જ્યાં સુધી જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો નહિ થાય ત્યાં સુધી આખો સમુદાય સુધરશે નહિ. બાળલગ્નોથી અને કન્યાવિક્રયથી જ આપણી અધમ દશા થઇ

છે. બાળલગ્નો તો બંધ થતાં જાય છે, અને કન્યાવિક્રય છુપો છુપો ચાલે છે, પણ તેને બંધ થતાં વાર તો લાગશેજ. છતાં તે બંધ કરવા તરફ ખૂબ પ્રવૃત્તિની જરૂર છે.

આ ઠરાવ પણ સર્વાનુમતે પસાર થયો હતો.

| રજુ કરનાર | અનુમોદન આપનાર |
|---|---|
| રા. રા. જગજીવન બાવાભાઈ ઓઝા, ( રાજકોટ ). | રા. રા. ગૌરીશંકર દયાળજી ઓઝા, (વાંકાનેર). |
| | ,, ગિરિજાશંકર અંબારામ વકીલ (રાજકોટ) |

---

## ઠરાવ ચોથો.

**આ પરિષદ્ ભલામણ કરે છે કે બાર વર્ષથી ઓછી ઉમ્મરે કન્યાનાં લગ્ન કરવા નહિ.**

શરુઆતમાં આ ઠરાવની દરખાસ્ત મૂકતાં રા. રા. પોપટલાલ કરસનજી વ્યાસે ( મહુવા ) ચૌદ વર્ષ મૂક્યાં હતાં; અને પુરુષે ચાલીશ વર્ષની વય પછી ન પરણવું એવી હદ પણ મૂકી હતી. એ દરખાસ્ત ઉપર ખૂબ રસિક ચર્ચા થઈ હતી. ભાઈ શ્રી પોપટલાલ એક વકીલ છે અને તેથી વકીલની ઢબે તેમણે દલીલો ઠીક કહી હતી. પણ ચૌદ વર્ષની વયની દરખાસ્તમાં સુધારો કરી તેમણે જ બાર વર્ષની ઉમ્મર કબુલ રાખી હતી. પુરુષે ચાલીશ વર્ષ પછી પરણવું તે કન્યાનું ભવિષ્ય બગાડનાર છે. માટે ચાલીશ વર્ષની હદ બાંધવી જોઇએ. એ દલીલ સામે પ્રમુખશ્રીએ ઘણી જ વ્યવહારુ સૂચના કરતાં અમુક વર્ષ પહેલાં તો મહુવાની જ અદાલતમાં આવેલા એક મુદ્દમાની ભાઈ પોપટલાલને યાદ આપી હતી. "સરસ્વતીચંદ્ર" માંનો "ગુણસુંદરીના કુટુંબજાળ"વાળો પ્રસંગ યાદ આપી પ્રમુખશ્રીએ દલીલ ખાતર એક દૃષ્ટાન્ત આપી જણાવ્યું, કે ચાલીસ વર્ષની વયે એક માણસ ઘરભંગ થયો. તેને પુત્રીઓ છે તે તો સાસરે રહે. પુત્ર પણછે. પુત્ર ઉંમરલાયક થતાં પરણ્યો. વખત એવો આવ્યો કે પુત્ર પોતાની વહૂને લઇને જૂદો રહ્યો. આવી બાબતમાં તે ઘરભંગ થયેલાની પાછલી અવસ્થામાં શી દશા? વળી ઘરભંગ થયેલાનો બીજો દાખલો લઇએ. પોતે પૈસાપાત્ર છે, તદ્દન તંદુરસ્ત છે, પહોંચતી સ્થિતિનો છે. તો તેણે શું કરવું? આ દાખલાઓ આપી તેઓશ્રીએ જણાવ્યું કે ઘરભંગ થયેલાએ પુનઃ પરણવું જ એમ હું કહેવા માગતો નથી. પણ તે બાબતપર ઠરાવ કરવા કરતાં તેની સ્થિતિપર જ તેનો આધાર મૂકવો એ વધારે વ્યવહારુ નીતિ છે. પછી રા. રા. લલ્લુભાઈ કાલિદાસે જણાવ્યું કે પુરુષે ચાલીશ વર્ષની વય પછી પરણવું જ ન જોઇએ. કુમળી કન્યાની અવસ્થા બગાડવાનો અને પોતાની વિષયી વૃત્તિ તૃપ્ત કરવાનો જ તેમાં આશય રહેલો હોય છે. મારી અત્યારે સાઠથી વધારે ઉમ્મર છે. આટલી વયે કોણ મ્હને નાદુરસ્ત તબીયત કહે તેમ છે. હજી મારામાં કૌવત છે, હજી મારા દાંત અને તમામ શક્તિઓ સાબુત છે. ત્યારે શું મારે પરણવું? છેલ્લાં કેટલાંયે વર્ષ થયાં હું ઘરભંગ થયો છું. માટે તંદુરસ્તીના કે પૈસાપાત્રના કે બીજા વિચારો કરવા એ ભૂલ છે. અને તેથી ચાલીશ વર્ષના વય પછી તો પુરુષે ન જ પરણવું જોઇએ. ત્યાર પછી ભાઈ રતિલાલ મોહનલાલ ત્રિવેદીએ જણાવ્યું કે કન્યાનો લગ્નકાળ વધારવાના ઠરાવપરત્વે મારા પહેલાં કેટલાક બહુશ્રુત શાસ્ત્રીઓએ વિવિધ દૃષ્ટિથી વિવેચનો કર્યા છે. હું માત્ર નવી વિદ્યાના પ્રકાશમાં શાસ્ત્રની સમજણ આપની પાસે રજુ કરૂં તો ધૃષ્ટતા નહિ ગણાય એમ આશા રાખુ છું. મને અત્યારે 'હિન્દી સંસાર સુધારા સમાજ'ના પ્રમુખ તરીકે ડૉ. ભાંડારકરના ભાષણમાં 'બાળવિવાહનાં મૂળ' વિષે કરેલો ઉલ્લેખ યાદ આવે છે.

સંસ્કૃત વિદ્યાના પ્રૌઢ વિદ્વાન તરીકે ડૉ. ભાંડારકરનું નામ હિંદુસ્થાનમાં જ નહિ પરંતુ યુરોપ અને અમેરિકામાં પણ સુપ્રસિદ્ધ છે. તેઓ બાળવિવાહનું મૂળ 'કાનીન–કન્યાને પેટે જન્મેલા પુત્રમાં'–જુવે છે. હવે આ પ્રશ્ન મારાથી બની શકે તેટલી સ્પષ્ટતાથી આપની પાસે મૂકું છું. મનુસ્મૃતિના ૯ મા અધ્યાયમાં "કાનીન" પુત્રની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે.

**पितृवेश्मनि कन्यातु यं पुत्रं जनयेद्रहः ।**
**तं कानीनं वदेन्नाम्ना वोढुः कन्यासमुद्भवम् ॥**

અર્થાત્ પિતાના ઘરમાં રહીને જે કન્યા ગુપ્ત રીતે પુત્રને જન્મ આપે તેવી કન્યાના પરણનારનો 'કાનીન' પુત્ર તરીકે જાણવો. હવે આવા પુત્રને, ઉત્પન્ન કરનાર પિતાનો પુત્ર ગણવો કે કન્યાને પરણનાર પતિનો પુત્ર ગણવો એ સંબંધી સ્મૃતિકારોમાં મતભેદ છે. પરંતુ મનુ યાજ્ઞવલ્ક્ય વગેરે સ્મૃતિકારોએ "કાનીન" પુત્રની સ્પષ્ટ વ્યવસ્થા કરી છે તે ઉપરથી એનું કેટલું અસ્તિત્વ હશે એ સમજી શકાય છે.

પૂર્વોક્ત હકીકત ઉપરથી અર્થાત્ સમાજમાં 'કાનીન' પુત્રના અસ્તિત્વ ઉપરથી એટલું સિદ્ધ થાયછે કે આપણી સમાજમાં **મોટી ઉમ્મરે કન્યાઓને પરણાવવાનો રિવાજ હતો.** કેટલાક આ રિવાજને વિચાર અને વિવેકથી અનુસરતા પરંતુ કેટલાક વગર વિચાર્યે 'ગતાનુગતિક' ન્યાયે કન્યાને મોટી ઉમ્મરે પરણાવતા. આથી કાળે કરીને ખરાબ પરિણામ આવ્યું અને કન્યાથી પુત્ર ઉત્પન્ન થવા લાગ્યા. આવું અનીતિમય પરિણામ અટકાવવાના હેતુથી **"કેટલાક શાસ્ત્રકારોએ બાળવિવાહ વિધિ રચ્યો."** કેટલાક વડીલોને એમ લાગ્યું કે છોડી મોટી ઉમ્મરની થાય તે પહેલાં તેને પરણાવી દેવી અને તે પ્રમાણે તેમના વિચારો અમલમાં મૂકતા. પરંતુ આ વિધિ સર્વેને રુચિકર ન લાગ્યો. કેટલાક વડીલો તો હજુ પણ યોગ્ય દેખરેખ નીચે છોકરીને મોટી ઉમ્મરે જ પરણાવતા. ટૂંકામાં 'આ નવો રિવાજ ડહાપણના કાબુમાં' રહ્યો ત્યાં સુધી એમાં સડો ઉત્પન્ન થયો નહિ અને સમાજની સુવ્યવસ્થાનો પોષક બન્યો. પરંતુ કાળ જતાં આ શુભ ઉદ્દેશથી દાખલ કરવામાં આવેલી 'બાળવિવાહ વિધિ'માં વિવેક બુદ્ધિની ખામીને લીધે બગાડો થયો અને તે ધીમે ધીમે વધતો ગયો.

આ પ્રમાણે ઐતિહાસિક દૃષ્ટિએ ટૂંકી શાસ્ત્રીય આલોચના કર્યા પછી, વર્તમાન સમયમાં બાળલગ્નથી શું હાનિ થાય છે તે કહેવાની જરૂર રહેછે ખરી? માટે આપ વિચારશીલ ગૃહસ્થો, **'अष्टवर्षा भवेत् गौरी'** વગેરે શાસ્ત્રના વચનો કેવા સંજોગોમાં રચાયા અને સમાજનો કેટલો ભાગ કઈ દૃષ્ટિથી તેને અનુસરતો છે વગેરે બાબતોનો વિચાર હવે આપ સ્હેલાઈથી કરી શકો તેમ છો.

હવે એકજ બાબત મારે કહેવાની રહે છે. આપણા શાસ્ત્રોનો અભ્યાસ દેશકાળ અને વસ્તુસ્થિતિ યથાર્થ ધ્યાનમાં લઇને કરવામાં આવે તો જ આપણા સમર્થ પૂર્વજોના ડહાપણનો આપણે લાભ લઈ શકીએ તેમ છીએ નહિતર આપણી સ્થિતિ અત્યંત પામર અને કાલાતીત રહે તેમ છે.

છેવટે જેમ આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ, મોટી ઉમ્મરે કન્યાઓને પરણાવવાના રિવાજને આંધળા થઇને વળગી રહેવાથી આવેલા દુષ્ટ પરિણામો દૂર કરવા 'બાળવિવાહ વિધિ' રચ્યો, તેમ વર્તમાન કાળમાં બાળલગ્નના રિવાજના અન્ધ અનુસરણથી આવેલા અનિષ્ટ પરિણામો મટાડવા કન્યાકાળ વધારવો એ આપણો યુગધર્મ નથી? **સુધારો, યોગ્ય સુધારો એ જ જીવનનો આવશ્યક નિયમ છે. એ સાર્વત્રિક નિયમને જે વ્યક્તિ અથવા સમાજ અનુસરે છે તે જ જીવી શકે છે. બાકી જડતા એ તો મૃત્યુ છે."**

પાટણના શ્રીયુત મણિશંકર મગનલાલ અચાર્યીએ પણ કેટલાક શાસ્ત્રોક્ત પુરાવાથી જણાવ્યું કે બાર વર્ષની વયથી ઓછી વયે કન્યાને પરણાવવી જોઇએ. આરી રીતે ખૂબ ઊહાપોહ થતાં છેવટે પુરુષના લગ્નની હદનો સવાલ કહાડી નાંખી ઉપર મુજબનો સુધારેલો ઠરાવ પસાર થયો હતો. પરિષદ્‌ની સામાન્ય બેઠકમાં ડૉ. ગિરિજાશંકર ઇશ્વિરલાલ ઓઝા ( રાજકોટ )વાળાએ કેટલાક વૈદક વિચારો રજુ કરી તેનું સમર્થન કર્યું હતું તથા બીજાઓએ ટેકો આપતાં સર્વાનુમતે તે પસાર થયો હતો.

રજુ કરનાર

શ્રીયુત ગિરિજાશંકર ઇશ્વિરલાલ ઓઝા ( રાજકોટ ).

અનુમોદન આપનાર

રા. રા. જગજીવન બાવાભાઈ ઓઝા.

,, હરજીવન મથુર ઓઝા ( ભાવનગર ).

,, પીતાંબરદાસ ગોવિન્દરામ ત્રિવેદી (ભાવનગર)

## ઠરાવ પાંચમો.

**દેશની આર્થિક સ્થિતિનો વિચાર કરતાં અને સ્થાનિક હુન્નરકળાને ઉત્તેજન આપવા માટે બનતાં સુધી સ્વદેશી માલ વાપરવા આ પરિષદ્ ભલામણ કરે છે.**

આ ઠરાવ પરત્વે ભિન્ન મત હતા જ નહિ. પ્રથમ તો "સ્વદેશી માલ જ વાપરવો" એવા શબ્દો હતા, પણ કેટલાકોના સૂચનથી "બનતાં સુધી" શબ્દ ઉમેરી સુધારો કરવામાં આવ્યો. પરિષદ્‌માં કેટલાક ગૃહસ્થો શુદ્ધ ખાદીના કે સ્વદેશીના પોષાકમાં હતા. આ પ્રશ્ન તો આખા દેશમાં ખૂબ ચર્ચાયો છે, અને સ્વદેશીનો મન્ત્ર ગામેગામ અને ઘેર ઘેર પહોંચી ગયો છે, તેથી પ્રસ્તુત ઠરાવપર વિશેષ ચર્ચા ન ચાલતાં સર્વાનુમતે તે પસાર થયો હતો. શ્રીયુત પ્રભાશંકર કેશવજી દવેએ ઠરાવને રજુ કરતાં પોતાની વ્યવહારુ ભાષામાં જણાવ્યું કે સ્વદેશીમાં જ આપણી આર્થિક સ્થિતિ સુધરશે. વળી ધર્મ પણ તેમાં જ જળવાશે. આવી રીતે સ્વદેશીમાં ધર્મ અને અર્થ સ્હેજે જળવાય છે, માટે સૌએ સ્વદેશી માલ વાપરવો જોઇએ.

ડૉ. રેવાશંકર પ્રભાશંકરે તથા શ્રીયુત સુંદરજી વિઠ્ઠલજી ત્રિવેદીએ અનુમોદન આપતાં સ્વદેશીમાં દેશના ઉદ્યોગનો, ધંધાનો અને ધનનો ઉદ્ધાર રહ્યો છે એમ જણાવ્યું હતું.

રજુ કરનાર

રા. રા. પ્રભાશંકર કેશવજી દવે

અનુમોદન આપનાર

ડૉ. રેવાશંકર પ્રભાશંકર ત્રિવેદી

રા. રા. સુંદરજી વિઠ્ઠલજી ત્રિવેદી (મહુવા).

## ઠરાવ છઠ્ઠો.

**સમુદાય વિશાળ હોવામાં અનેક લાભો સમાયલા છે. બીજી જ્ઞાતિમાં "રોટી ત્યાં બેટી" વ્યવહારનો પ્રચાર દાખલ કરવા પ્રયાસ થવા લાગ્યા છે; તો આપણી જ્ઞાતિના જે સામાન્ય વિભાગો અને સ્થાનિક તડો છે તે એકત્ર કરી ઐક્ય કરવા આ પરિષદ્ ભલામણ કરે છે.**

વિષયનિર્ણાયક સમિતિમાં ઉપરનો ઠરાવ શ્રીમાન્ ચિમનલાલ કવિએ રજુ કર્યો હતો. તેમણે જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં ન ઇચ્છવાજોગ ભેદ સામ અને યજુર વચ્ચેનો છે. કોઇપણ બ્રાહ્મણજ્ઞાતિમાં તેજ જ્ઞાતિના જૂદા જૂદા વેદના કુટુમ્બોમાં આપણા જેવો ભેદ નથી. અમુક સામવેદી હોય, અમુક યજુર્વેદી હોય, અમુક ઋગ્વેદી હોય-છતાં તેઓ એક જ જ્ઞાતિના છે, અને તેથી પરસ્પર બેટીવ્યવહાર હોવો જોઇએ તે સ્વાભાવિક છે. આપણામાં પણ તેવું જ હતું, પણ કોઈ નહિ જેવા જુજ પ્રસંગે સામ અને યજુર વચ્ચે વૈમનસ્ય ઉભું થયું અને ત્યારથી આ ભેદ ચાલ્યો છે. પરંતુ તીવ્ર રહ્યો નથી. કાઠિયાવાડમાં પણ કેટલેક સ્થળે કેટલાંક કુટુમ્બો બન્ને શાખામાં સામાન્ય સગપણ ધરાવે છે. આવી રીતે જૂદા રહેવાથી આપણી જ્ઞાતિ તરિકેની એક્તા સચવાતી નથી, માટે એક્તા કરવા માટે, જ્ઞાતિ તરિકેનું વ્યક્તિત્વ કેળવવા માટે, કન્યા વ્યવહારનું ક્ષેત્ર વિશાળ કરવા માટે, આપણે આ અકુદરતી ભેદ કહાડીજ નાખવો જોઇએ. વળી દરેક ગામમાં તડો હોય છે. આમ થવું એ પણ સ્વાભાવિક નથી. જ્ઞાતિ આવી રીતેજ નિર્બળ બની ગઈ છે. માણસ માત્ર એકલો રહી શકતો નથી. તેને સહચારની સહવાસની જરૂર છે. તેથી આવાં તડો પણ અકુદરતી જ છે. કુલીન અને અકુલીનના ભેદ પણ તેટલા જ બલ્કે તેથી વધારે હાનીકારક છે. વ્યવહાર અને આચાર પરથી જ આ ભેદો ઉત્પન્ન થયા છે. પણ હવે તો કહેવાતા કુલીનો આગળનો વ્યવહાર કે આચાર પાળતાં જ નથી, અને છતાં કુલીન કહેવરાવે છે. આથી કરીને જ્ઞાતિના જ ભાઇઓમાં એક મોટી અસમાનતા અને તેને પરિણામે અનેક પ્રકારની હાની ઉત્પન્ન થઈ છે. જ્ઞાતિની એક્તા ઉન્નતિ અને વ્યક્તિત્વ ખાતર આ તમામ અકુદરતી વિભાગો હવે દૂર કરવાજ જોઇએ. ભાઈ નટવરલાલે ધોળકાનો એકાદ દાખલો દઈ આ ભેદો કેવા હાનીકારક છે તે જણાવ્યું હતું. ભાઇશ્રી છગનલાલ કલ્યાણજી દવેએ, પરિષદ્‌ની બેઠકમાં આ ઠરાવ રજુ કરતાં ઠરાવમાં જણાવેલા ભેદોની નિરર્થકતા તથા તેથી ઉપજતા નુકસાનપર ટુંકું વિવેચન કર્યું હતું. છેવટે સર્વાનુમતે આ ઠરાવ પસાર થયો હતો.

| રજુ કરનાર | અનુમોદન આપનાર |
|---|---|
| રા. રા. છગનલાલ કલ્યાણજી દવે ( મોરબી ). | રા. રા. જગજીવન બાવાભાઈ ઓઝા. |
| | ,, નટવરલાલ મણિશંકર ,, |

---

## ઠરાવ સાતમો.

**દેશ કાળ જોતાં વિદ્યાવૃદ્ધિ અને ઉદ્યોગવિકાસ અર્થે પરદેશગમન જે કરે તેને પ્રાયશ્ચિતને લાયક ગણી, પ્રાયશ્ચિત આપી જ્ઞાતિમાં લેવા માટે આ પરિષદ્ સર્વ જ્ઞાતિને આગ્રહ પૂર્વક ભલામણ કરે છે.**

ચર્ચાના વિષયોની પત્રિકા નં ૯ માં આ વિષયનો સમાવેશ કર્યો હતો. વિષય નિર્ણાયક સમિતિમાં આ ઠરાવ પાંચમો રજુ થયો હતો પરંતુ તે ઉપર બહુ ચર્ચા થવાથી તે મુલત્વી રાખવો પડયો હતો અને તે છેલ્લો હાથ ધરવામાં આવ્યો હતો તેથી અત્રે તેને સાતમા ઠરાવ તરિકે મૂકયો છે. ખરી રીતે તો આ વિચારની વિરૂદ્ધ કોઈ નહોતું. આ ઠરાવ રજુ થતાં પ્રમુખશ્રીએ તેની વિરૂદ્ધ કોઇ હોય તો હાથ ઉંચો કરવા જણાવ્યું. પણ કોઈ નિકળ્યું નહિ, તેથી ઠરાવ પસાર થયો જાહેર કરી પછીનો ઠરાવ હાથ ધર્યો. તેવામાં જામનગરવાળા અગ્નિહોત્રી જટાશંકર ભવાનીશંકર ઉભા થયા, "ઠરાવ પસાર થયો" એવો સૌનો મત લીધા સિવાય પ્રમુખથી જાહેર થાય નહિ, તથા આવું આપખુદી પગલું લઈ શકાય નહિ વગેરે ક્રોધનાં વચનો તેમણે કહ્યાં. તેમણે પુષ્કળ આવેષભર્યું ભાષણ કર્યું. પણ પ્રમુખશ્રીની ખામોશને ધન્યવાદ ઘટે છે કે એ વખતે પોતે શાંત રહી બધું સાંભળ્યાં કર્યું, અને અપમાનભર્યું વર્તન હોવા છતાં પોતે તેમણે ન બોલવા દેવાનું કે સભાના નિયમ વિરૂદ્ધનું વર્તન કહી બેસાડી દેવાનું યોગ્ય ન ધાર્યું. પરદેશગમનના ઠરાવની વિરૂદ્ધનો જે પક્ષ હતો—કે જે પક્ષ પ્રમાણમાં, સંખ્યામાં ઘણો જ ન્હાનો હતો—તે પક્ષે બહાર ન આવતાં અગ્નિહોત્રીને પોતાનાવતી બોલવા ઉભા કર્યા હતા, તથા પાછળથી ઉશ્કેરણી કરતા હતા, તેથી વૈમનસ્ય ખૂબ ઉત્પન્ન થયું. વળી વિઘ્નસંતોષીઓનો પણ અભાવ નહોતો. તેઓ પણ, પરિષદ્‌ની સફલતામાં રાજી ન હોય તેમ કોઇ પણ રીતે વિઘ્ન આવે તેમ ઇચ્છતા હતા!! વાદવિવાદ બહુ ચાલ્યો. છેવટે અગ્નિહોત્રીજીએ પણ કંઇક સ્થૂળ રકમ જ્ઞાતિના કેળવણી ફંડમાં અગર બીજી કોઇ બાબતમાં લઇ પ્રાયશ્ચિત આપવાની વાત રજુ કરી હતી. પરંતુ બન્ને પક્ષના આવેશમાં તે વાત ઉડી ગઇ. 'બ્રાહ્મણોનાં નિત્યકર્માદિ જે દરરોજ કરતો નથી તે મ્લેચ્છ સમાન છે, અને જે પરદેશ જાય છે તે તે કર્મોથી વિમુખ રહે છે, માટે તે પંક્તિને લાયક નથી' એવી દલીલ જગજીવન બાવાભાઇ ઓઝાએ મૂકી. રા. રા. મણિશંકર મગનલાલ અયાચીએ પોતાની વિનયાવનત વાણીમાં બન્ને બાજુની દલીલો આપી, અને પાટણનો જ એક પરદેશગમનનો દાખલો આપી જણાવ્યું કે પરદેશગમન કરનારને પ્રાયશ્ચિત આપી તેની સાથે ભાગ લેવામાં હું હતો. પાછળથી શંકરાચાર્યજીએ તે પ્રાયશ્ચિતને પોતાની સમ્મતિ આપી અનુગ્રહ કર્યો હતો. પરંતુ કજીઓ ઘણો લાંબો ચાલ્યો હતો અને તેથી આવો ઠરાવ મૂકી જ્ઞાતિમાં કજીઓ નહિં પેસાડવા તેમણે વિનંતિ કરી હતી. બીજાઓ તરફથી વળી એવી દલીલો આવી કે આફ્રિકે જાય છે તેને પ્રાયશ્ચિત આપ્યા વિના જ્ઞાતિમાં પંક્તિ આપવામાં આવે છે, તો યુરપ વગેરે દેશોમાં જનારને તે મુજબ જ ગણવા જોઇએ. વળી આચાર અને વિચારની વિરૂદ્ધ ઘણાઓ અહિં દેશમાં જ રહીને અયોગ્ય વર્તન ચલાવે છે તેનું શું? માટે પ્રાયશ્ચિત આપીને પંક્તિ આપવી જ જોઇએ. આ ઠરાવપર એક ગેરસમજુતી એ ઉભી થવા પામી હતી કે અમુક પક્ષ તરફથી જ આ ઠરાવ છે વાસ્તવિક રીતે અમુક પક્ષ તરફથી કે અમુક વ્યક્તિના લાભ ખાતર આ ઠરાવ રજુ થયો જ નહોતો. પરંતુ વિરોધી પક્ષ—જો કે ઘણો જ ન્હાનો—એમ માનતો હતો કે તે ઠરાવ ભંગાણ પાડીને પણ પસાર ન થવા દેવો. બીજી ગેરસમજુતી એ થઈ હતી કે નાતને એવી શી ગરજ પડી છે કે પ્રાયશ્ચિત સામું આપવા જાય? આ ગેરસમજુતી પાછળથી દૂર કરવામાં આવી હતી. પ્રાયશ્ચિત આપવા જવાની તો વાત જ નહોતી. પરદેશગમન કરી આવનાર માણસ વિનયથી અને અન્તઃકરણથી પ્રાયશ્ચિત માગે તો જ્ઞાતિએ દેવું, એવી વાત હતી. છેવટે ખૂબ ગરમાગરમી ચર્ચા થયા પછી પ્રમુખશ્રીએ સૌને જણાવ્યું કે જે ઠરાવની વિરૂદ્ધ હોય તે ઉભા થઈ આ તરફ આવી જાય. આ સાંભળી સામા પક્ષે કહ્યું કે જે ઠરાવની તરફેણમાં હોય તે ઉભા થાય. આમ કરતાં વાત વધી ગઈ, અને સૌ ઉભા થઈ ગયા. વખત પણ બપોરના બાર વાગ્યાનો થઇ ગયો હતો. ત્રણ ત્રણ કલાકથી ગોંધાઈ રહેલા, જઠરના વૈશ્વાનરની પણ ગરમી, બહારની પણ ગરમી, પક્ષની પણ ગરમી—આ સર્વને પરિણામે અવ્યવસ્થા અને ગોટાળો ઉભાં થયાં, અને તેથી બપોરે ત્રણ વાગ્યે પુનઃ મળવાનું નક્કી કરી વિષયનિર્ણાયક સમિતિ ઉઠી.

## ઠરાવ આઠમો.

**સમગ્ર જ્ઞાતિનું વસ્તીપત્રક કરવાની આવશ્યક્તા છે, અને "શ્રીમાળી અભ્યુદય" ના તંત્રીએ જે શરુઆત કરી છે તેને આ પરિષદ્ પસંદ કરે છે અને તેને સ્થાનિક સમિતિઓ તથા સ્વયંસેવકોએ મદદ કરવાની પરિષદ્ ભલામણ કરે છે.**

શ્રીમાળી અભ્યુદયના તંત્રી રા. રા. જટાશંકર ઇશ્વિરલાલે આ ઠરાવ રજુ કર્યો હતો, અને જ્ઞાતિના વસ્તીપત્રકની આવશ્યક્તા જણાવી હતી. તેના સમર્થનમાં તેમણે પોતાના એક લેખમાંથી જરૂરની કલમો વાંચી બતાવી હતી, તથા બીજા વિષયોપરના તેમના વિચારો જેની છાપેલી નકલો પરિષદ્‌માં વહેંચી હતી તે વાંચી સંભળાવાય તેટલો વખત ફાજલ મળી ન શકવાથી જરૂરનું ટુંકું વિવેચન કર્યું હતું.

રજુ કરનાર.
રા. રા. જટાશંકર ઇશ્વિરલાલ ત્રિવેદી, (મહુવા).

અનુમોદન આપનાર.
રા. રા. ગિરિજાશંકર અંબારામ વકીલ, (રાજકોટ).
,, ,, કેશવલાલ મયાશંકર વેદીઆ, (ચૂડા).

---

નીચેના બે ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ થયા હતા અને સર્વાનુમતે પસાર થયા હતા.

## ઠરાવ નવમો.

**સ્વ. જટાશંકર લીલાધર ત્રિવેદી, સ્વ. મૂળશંકર જેઠાભાઇ ત્રિવેદી, સ્વ. ગં. સ્વ. ચંચળબાઇ તથા સ્વ. ગં. સ્વ. કંકુબાઇના અવસાનથી જ્ઞાતિને ભારે ખોટ આવી પડીછે, અને તેથી તેમના અવસાનની આ પરિષદ્ સખેદ નોંધ લે છે.**

---

## ઠરાવ દશમો.

( ૧ ) લીંબડી સ્ટેટ તરફથી ઉતારા, સભાસ્થાન, અને જે જે સગવડો આપવામાં આવી છે અને આ પરિષદ્ તરફ સહાનુભૂતિ દર્શાવવામાં આવી છે તે બદલ નેકનામદાર ખુદાવિંદ ઠાકોર સાહેબશ્રીનો આ પરિષદ્ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

( ૨ ) આ પરિષદ્‌ને નિમંત્રણ આપી ફત્તેહમંદ બનાવવામાં તેમજ મહેમાનોની દરેક સગવડો સાચવવામાં **સ્વાગત મંડળે** જે શ્રમ ઉઠાવ્યો છે તે બદલ આ પરિષદ્ **સ્વાગત મંડળનો** અંતઃકરણપૂર્વક આભાર માને છે.

( ૩ ) આ પરિષદ્‌ને અંગે દરેક પ્રકારની કામગીરી બજાવવામાં વિના સંકોચે **સ્વયંસેવકોએ** જે ઉત્સાહ દર્શાવ્યો છે અને સમાજ સેવાની ભાવનાને પોષી છે તે બદલ તેમનો આ પરિષદ્ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

( ૪ ) ભાવનગર સ્ટેટ રેલ્વે, મોરબી સ્ટેટ રેલ્વે અને જામનગર સ્ટેટ રેલ્વેએ કન્સેશન (Concession) આપી જે અનુકૂળતા કરી આપી છે તે બદલ આ પરિષદ્ તેમનો આભાર માને છે.

( ૫ ) ધોળકા બ્રાહ્મણ પીઠના પરમ પૂજ્ય જગતગુરૂ શ્રીમદ્‌શંકરાચાર્ય સ્વામિશ્રી વિદ્યાનંદજીએ આ પરિષદ્‌માં પધારવાની કૃપા કરી છે તે બદલ આ પરિષદ્ તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

---

## ઠરાવ અગીયારમો.

**અમારાં આમન્ત્રણને માન આપી અત્રે પધારવાની આપ જ્ઞાતિ ભાઇઓએ અનેક અગવડો વેઠીને જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે અમે આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.**

**સ્વાગતમંડળ** તરફથી ઉપરનો ઠરાવ રજુ કરતાં શ્રીમાન્ લાલજી જગજીવન દવેએ કહ્યું કે અમારી સગવડોમાં અનેક ખામીઓ હશે, આપ સૌની તબિયત નહિં સચવાઇ હોય, તમારી આગતાસ્વાગતા અમારાથી બરાબર થઈ શકી નહિં હોય તેથી આપ અમારી ત્રુટિઓ માટે અમોને ક્ષમા આપશો તથા આપે અત્રે પધારી અમને પાવન કર્યા છે તેથી અમે આપ સૌના ઉપકારી થયા છીએ. રા. રા. કાલિદાસ ડાહ્યાભાઇ ઓઝાએ તેમની વેગવાળી વાણીમાં જણાવ્યું કે અત્રેની નાતમાં અમે બહુ થોડા જ માણસો છીએ, અને જે છે તેમાંથીએ ઘણાખરા બહાર ગામ રહે છે, તેથી તમારૂં સ્વાગત અમે કરી શક્યા નથી, તો તે દરગુજર કરી અમારી ઉણપ તરફ ન જોશો.

| રજુ કરનાર. | અનુમોદન આપનાર. |
|---|---|
| રા. રા. લાલજી જગજીવન દવે. | રા. રા. કાલિદાસ ડાહ્યાભાઇ ઓઝા. |

---

## ઠરાવ બારમો.

પરિષદ્નાં યોજના તથા બંધારણ નક્કી કરી પરિષદ્ની ૩.જા દિવસની બેઠક આગળ રજુ કરવા માટે નીચેના ગૃહસ્થોની એક પેટા સમિતિ નીમવામાં આવે છેઃ—

(૧) કલ્યાણજી ચત્રભુજ ઓઝા, (૨) ગીરજાશંકર ઇશ્વરલાલ ઓઝા, (૩) નરભેશંકર પ્રાણજીવન દવે, (૪) ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી, (૫) પ્રભાશંકર ભાઈશિંકર ડૉક્ટર, (૬) રેવાશંકર પ્રભાશંકર ડૉક્ટર, (૭) દુર્ગાશંકર રૂગનાથજી દવે, (૮) કેશવલાલ મયાશંકર વેદીઆ, (૯) પોપટલાલ કરસનજી વ્યાસ, અને (૧૦) કેશવલાલ કરસનજી ઓઝા.

સદરહુ પેટા સમિતિ ત્રીજા દિવસની બેઠક અગાઉ સવારમાં મળી હતી અને નીચે પ્રમાણે યોજના તથા બન્ધારણ તેણે સર્વાનુમતે નક્કી કર્યાં હતાં.

## શ્રીમાળી બ્રાહ્મણ પરિષદનાં યોજના અને બંધારણ.

પરિષદ્ને એક સ્થાઈ, જવાબદાર, અસરકારક તથા આર્થિક રીતે સ્વતન્ત્ર સંસ્થા બનાવવા માટે નીચે પ્રમાણે તેનાં યોજના અને બન્ધારણ નક્કી કરવામાં આવે છે.

૧ પરિષદ્નો ઉદ્દેશ અને બન્ધારણ માન્ય રાખનાર અને પરિષદ્ના હિત માટે અનુરાગ ધરાવનાર **સોળ વર્ષ અને તેથી** વધુ ઉમરના દરેક જ્ઞાતિ ગૃહસ્થ ભાઇ કે બ્હેન પરિષદ્ના **સભાસદ** થઇ શકે છે. તેવા ગૃહસ્થ યા તો બ્હેને સભાસદના ફોર્મમાં સહી આપવી જોઇએ. સભાસદ થનાર માટે **વાર્ષિક ફી આના ચાર** રાખવી.

૨ દરેક **ગામના સભાસદોનું** તે ગામનું **એક સ્થાનિક મંડળ** સ્થપાય. તે મંડળદ્વારા સભાસદો વધારવાનું, પરિષદ્ના ઠરાવો સમજાવવાનું અને તેમાં ભળવાનું દરેક જ્ઞાતિ ગૃહસ્થને સમજાવવાના પ્રયત્ન કરવાનું તેમ જ પ્રતિનિધિ ચૂંટી પરિષદ્ની બેઠક માટે મોકલવાનું વગેરે તમામ કામ થઈ શકે. તે મંડળની એક કાર્યવાહક સમિતિ, એક મન્ત્રી, એક પ્રમુખ, એક ખજાનચી એટલા હોદ્દેદારો

નીમવા. સભાસદોની ફી વસુલ થાય તે પૈકી **અર્ધભાગ સ્થાનિક મંડળની પ્રવૃત્તિઓ અર્થે** ખર્ચાય અને **અર્ધભાગ પરિષદ્‌ની કાર્યવાહિ સમિતિને** ચાલુ ખર્ચ અર્થે મોકલી અપાય.

૩ **પ્રતિનિધિઓ ફક્ત પરિષદ્‌ના સભાસદોમાંથી ચૂંટાય.** સ્થાનિક સભાસદોની સંખ્યાના પ્રમાણમાં દરેક ગામ માટે પ્રતિનિધિ ચૂંટી મોકલવાનું પ્રમાણ **પાંચ અને પાંચની અંદરની સંખ્યાએ એક** પ્રતિનિધિનું રાખવું.

૪ પ્રતિનિધિઓ ઉપરાંત પરિષદ્‌માં બીજા કોઈપણ જ્ઞાતિજન પ્રેક્ષક તરિકે હાજર રહી શકે. પ્રેક્ષકની ફી ઠરાવવી. પરિષદ્‌ના સભાસદ ન હોય તેવા ગૃહસ્થો પણ પ્રેક્ષક થઈ શકે.

૫ પરિષદ્‌ને કોઇ ગૃહસ્થ કે ગામ પોતાને ખર્ચે પોતે ઠરાવે તે ગામે આમન્ત્રણ આપે તો તે સ્થળે પરિષદ્ ભરાય. નહિં તો જે ગામના પ્રતિનિધિ આમન્ત્રણ આપે તે ગામમાં પરિષદ્ ભરાય. બીજી બેઠકનું આમન્ત્રણ અગાઉની બેઠકમાં મળી જવું જોઈએ.

૬ જે ગામમાં પરિષદ્‌ને આમન્ત્રણ આપવામાં આવ્યું હોય તે ગામમાં **તે પ્રાંતના સભાસદોમાંથી એક સ્વાગતમંડળ** સ્થપાય. જે પ્રાંતમાં તે ગામ આવેલું હોય **તેના અગર તે પ્રાંતના બીજા ગામોના સભાસદો પ્રતિનિધિ તરિકે ચૂંટાય નહિં** પરન્તુ તેઓ સ્વાગતમંડળમાં જોડાઇ શકે. **સ્વાગતમંડળના સભાસદની, પ્રતિનિધિ અને પ્રેક્ષકોની ફી રાખવી કે નહિં અને રાખવી તો કેટલી રાખવી તે સ્વાગતમંડળની મુન્સફી ઉપર રાખવું.**

૭ સ્વાગતમંડળ પોતાના પ્રમુખ તથા બીજા હોદ્દેદારો પોતાની અંદરથી પસંદ કરી લ્યે. **પરિષદ્‌ના પ્રમુખની ચૂંટણી દરેક ગામના સભાસદો કે સ્થાનિક મંડળોની ભલામણમાંથી બહુમતિએ સ્વાગતમંડળ કરે.**

૮ સામાન્ય કાર્યવાહિ સમિતિની આગળ પરિષદ્‌ની દરેક અગત્યની બાબત રજુ કરવી અને તેના સભ્યોની સંખ્યા વીસની રાખવી અને સમિતિ પોતામાંથી જોઇતા હોદ્દેદારો ચૂંટી લ્યે. આ સમિતિના સભ્યોની નિમણુંક પરિષદ્ પોતાની ત્યાર પછીની બીજી બેઠકમાં કરે.

૯ પરિષદ્‌ની બેઠક દર વર્ષે નહિં તો **ઓછામાં ઓછા બે વર્ષે એકવાર** તો ભરાય જ.

૧૦ પરિષદ્‌ની બેઠક સામાન્ય રીતે ત્રણ દિવસની ગણાય. પરંતુ તેથી એકાદ ઓછો અથવા વધુ દિવસ પણ લંબાઈ શકે.

૧૧ પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકો માટે રહેવાની, જમવાની અને સભામંડપની ગોઠવણ સ્વાગતમંડળ તરફથી કરવામાં આવે અને તે સગવડ માટે પ્રતિનિધિ, કે પ્રેક્ષક તરિકેની ફી સિવાય **રહેવા તથા જમવા માટેની ફી** પણ તે નક્કી કરી અગાઉથી જાહેર કરી શકે.

૧૨ પરિષદ્‌ને પહેલે દિવસે સ્વાગતમંડળના પ્રમુખનું ભાષણ થાય. પરિષદ્‌ના પ્રમુખની ચૂંટણી અને ભાષણ થાય તથા વિષય નિર્ણાયક સમિતિ નીમવામાં આવે. દરેક ગામના પ્રતિનિધિઓ પોતામાંથી નિયમ પ્રમાણે ગૃહસ્થોની ચૂંટણી વિષય નિર્ણાયક સમિતિ માટે કરે. વિષય નિર્ણાયક સમિતિ માટે સભાસદોની સંખ્યા **ત્રણ અને ત્રણથી ઓછા પ્રતિનિધિએ એકની** રાખવામાં આવે છે. ચૂંટાએલા ગૃહસ્થોનાં નામ પ્રથમ દિવસની બેઠક વખતે જાહેર કરવામાં આવે.

૧૩. પહેલેજ દિવસે સાંજના જાહેર કરેલ સ્થળે વિષય નિર્ણાયક સમિતિની બેઠક થાય અને તેમાં **પરિષદ્‌ની બેઠકમાં ચર્ચવાના વિષયો અને ઠરાવો નક્કી થાય.** વિષય નિર્ણાયક સમિતિની બેઠક બીજે દિવસે સવારે પણ થાય. વિષય નિર્ણાયક સમિતિની બેઠકમાં ચૂંટાએલા સભાસદો

સિવાય બીજાઓને જવાનો હક્ક નહિં રહે. ઠરાવો રજુ કરવાનું, તેને ટેકો દેવાનું, તે વિષે વિવેચન કરવાનું કામ વિષય નિર્ણાયક સમિતિના ગૃહસ્થોમાં વહેંચી આપવામાં આવશે અને ઠરાવો તથા તે રજુ કરનાર વગેરેની યાદી બીજા દીવસની બેઠકમાં બહાર પાડવામાં આવશે. **વિષય નિર્ણાયક સમિતિમાં બહુમતિએ ઠરાવ પસાર થયો ગણાશે.** પ્રમુખને બેમત રહેશે.

૧૪. બીજા દીવસની બેઠકમાં નિયત કરેલા ધોરણે ઠરાવો રજુ કરવામાં આવશે. વિવેચન કરનાર નક્કી થએલા હોય તે ઉપરાંત અમુક વિષય ઉપર કોઇ પ્રતિનિધિ વિવેચન કરવા ઇચ્છતા હશે તો તેઓ પરિષદ્‌ના પ્રમુખની પરવાનગીથી તેમ કરી શકશે. પ્રમુખ સભાઓના નિયમાનુસાર દરેકને બોલવાની છૂટ આપી શકશે.

૧૫. પરિષદ્‌ની બેઠકમાં રજુ થએલા ઠરાવો ઉપર પ્રમુખ પ્રતિનિધિઓના મત માગશે અને વધુ મત અનુસાર તે ઠરાવો પસાર થયા અગર રદ ગયા ઠરશે.

૧૬ સભા દરમિયાન બધા પ્રતિનિધિઓ, શ્રોતાઓ, બોલનારાઓ વગેરે યોગ્ય સંયમ અને શાન્તિ જાળવશે.

૧૭ ઉપરના નિયમોમાં સુધારો વધારો કે ફેરફાર કરવાનું સૂચવવામાં આવશે તો તેવો સુધારો વધારો કે ફેરફાર વિષય નિર્ણાયક સમિતિની બેઠકમાં ચર્ચવામાં આવશે અને ઓછામાં ઓછા ⅔ મતથી તેને બ્હાલી મળશે તો તે સુધારો વધારો કે ફેરફાર પસાર થયો ગણાશે અને તેવો સુધારો વધારો કે ફેરફાર પરિષદ્‌ની બેઠકમાં રજુ કરવામાં આવશે અને તેમાં ⅔ મતની બ્હાલી મળશે તો તે પસાર થયો ગણાશે અને આ નિયમોમાં તેવો સુધારો વધારો કે ફેરફાર કરવામાં આવશે.

૧૮ પ્રાંતોના વિભાગ અન્ય વિભાગ નક્કી થતાં સુધી રાજકીય (પોલિટિકલ) વિભાગ પ્રમાણે રાખવામાં આવશે.

સદરહુ ઠરાવ રા. રા. પોપટલાલ કરસનજી વ્યાસે રજુ કર્યો હતો અને તેના મુખ્ય મુદ્દાઓ સમજાવીને રા. રા. નરભેશંકર પ્રાણજીવન દવે તથા કેશલલાલ કરસનજી ઓઝા એ તેનું સમર્થન કર્યું હતું અને તે ઠરાવ પરિષદ્‌ની બેઠકમાં સર્વાનુમતે પસાર થયો હતો.

ઉપરના ઠરાવો સર્વાનુમતે પસાર થયા બાદ પ્રમુખશ્રીએ પોતાની જગ્યા થોડા વખત માટે ખાલી કરી આજ બપોર પહેલાંની બેઠકમાં ચાલેલો અને પછી મોડું થવાથી ચર્ચા માટે અધુરો રાખેલ પરદેશગમનના પ્રાયશ્ચિત બાબતનો પ્રશ્ન હાથ ધર્યો હતો. તેમણે ડહાપણ ભરેલી દલીલોથી બન્ને બાજુએથી તે વિષયને ખૂબ ચર્ચ્યો હતો. રાજકોટવાળા ઓઝા કલ્યાણજી ચત્રભુજ તથા ઓઝા જગજીવનદાસ બાવાભાઇએ તે સામે વિરોધ દર્શાવ્યો હતો. રા. રા. જગજીવનદાસે ઉભા થઈ પ્રમુખશ્રીની દલીલો માન્ય રાખી હતી પરન્તુ પોતે તથા પોતાના મતના અન્ય ગૃહસ્થો (જે બહુ ઓછી સંખ્યામાં હતા—છતાં રા. જગજીવનદાસે તો તેને આખા હાલારના વિરોધનું નામ આપ્યું હતું) તે પસાર કરવામાં ભાગ નહિં લ્યે તેવું જણાવી પોતાના ગળતીઆઓને ચાલ્યા જવાનું જણાવ્યું અને એ રીતે વાતે ગંભિર સ્વરૂપ પકડવા માંડ્યું, અને બહુ ખેંચતાં તૂટી જવાનો સમ્ભવ જણાવાથી આ ઠરાવને પડતો મૂકવા બાબત સખત વિરોધ હોવા છતાં એક સંપીથી પરિષદ્‌નું કાર્ય પાર ઉતારવા માટે પ્રમુખે ખૂબ ડહાપણ તથા સમયસૂચકતા વાપરી તે પડતો મૂક્યો. છેવટે સ્હાંજના ૬॥ વાગ્યે વિષય નિર્ણાયક સમિતિનું કામ પૂરું થયું હતું.

---

## ત્રીજા દીવસની બેઠક.

પરિષદની બેઠકનો બીજો આખો દિવસ વિષય નિર્ણાયક સમિતિની બેઠકમાં જવાથી જે જે ગૃહસ્થો વિષય નિર્ણાયક સમિતિમાં નહોતા ચૂંટાયા તેમને તે દિવસ તદ્દન નકામા જેવો લાગ્યો હતો. એકાદ બે જાહેર ભાષણ કે તેવી કોઇ બીજી વ્યવસ્થા આ બાકીના મ્હેમાનો માટે યોજવામાં આવી હોત તો તે આવકારદાયક ગણાત. પણ કાર્યવાહકોની નવરાશના અભાવે તેવી ગોઠવણ થઈ શકી નહોતી.

ત્રીજા દીવસની બેઠક બપોરના બાર વાગ્યે જાહેર કરવામાં આવી હતી. અને તે મુજબ બપોરના લગભગ સાડા બારે પરિષદ્‌નું કામ ઇશ્વિર સ્તવન અને સંગીતથી શરૂ કરવામાં આવ્યું હતું. શરૂઆતમાં રા. મકરન્દે પોતે બનાવેલું "સ્વાગત ગીત" જે પરિશિષ્ટમાં આપ્યું છે તે મધુર કંઠે ગાઈ સંભળાવ્યું હતું; તથા પ્રો. નર્મેશંકર પ્રાણજીવન દવેનું "પછી ફરીયાદ શાની છે" તે ગીત ગવાયા પછી, તે દિવસે આવેલા સહાનુભૂતિના તારો અને પત્રોનો સાર તથા શ્રીમાન્ છોટાલાલ દલપતરામ કવિનો પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો હતો. ઠરાવો રજુ કરવાનું કામ હાથ ધરતાં પહેલાં પ્રમુખે ટુંકાણમાં જણાવ્યું કે આજે મ્હારે કેટલીક કડવી ફરજ બજાવવી પડશે, તો જ્ઞાતિગૃહસ્થો તે દરગુજર કરશે એવી વિનંતિ કરૂં છું. આપણા યજમાન ગૃહસ્થ શ્રીમાન્ જીવરામભાઈ તો હજી ચોથો દિવસ પણ રોકવા ખુશી હોયજ, પણ "મીઠાં ઝાડનાં મૂળ ન કપાય." એ રીતે આજ સાંજ સુધીમાં આપણું પરિષદ્‌નું કાર્ય આપણે આટોપી લેવું જોઇએ, અને તેથી ઠરાવો રજુ કરનાર દસ મિનિટ અને અનુમોદન આપનાર પાંચ મીનીટથી વધારે વખત લેશે તો બેસી જવાની ઘંટડી બજાવવાની કડવી ફરજ મ્હારે બજાવવી પડશે. વળી અત્રે પધારેલા ગૃહસ્થોમાંથી ઘણા ભાઇઓ બોલવાને ઇંતેજાર હશે. પણ તેમને બોલવાની રજા આપીએ તો આપણું કાર્ય સ્હાંજ સુધીમાં પૂરું નજ થાય. વળી અમુકને રજા મળે અને બીજાને ન આપવી તે ન્યાય નથી, માટે મ્હારી નમ્ર વિનંતિ છે કે સૌએ ખામોશ રાખીને સાંભળવું અને પોતાની બોલવાની ઇચ્છાને દબાવવી. આ પ્રમાણે પ્રસ્તાવ કર્યા પછી અનુક્રમે એક પછી એક ઠરાવો રજુ કરવામાં આવ્યા હતા. અને તે દરેક ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા. ઠરાવોની છાપેલી નકલો બેઠકમાંજ સૌને વહેંચવામાં આવી હતી. "પરદેશ ગમન અને તેનું પ્રાયશ્ચિત" નો ઠરાવ વિષય નિર્ણાયક સમિતિમાંજ પ્રમુખશ્રીએ કમી કર્યો હતો, એટલે તે ઠરાવ પરિષદની બેઠકમાં રજુ થયો નહોતો. તે ઠરાવપર ઉહાપોહ ખૂબ થયો હતો, અને મોટી બહુમતિ તે ઠરાવની તરફેણમાં હતી. વળી તે ઠરાવ બિલકુલ બન્ધનરૂપ હતોજ નહિં છતાં તૂટ ન પડે તેટલા માટેજ તે ઠરાવ મુલ્તવી રાખ્યો હતો.

આજના દિવસની બેઠકનું કામ માત્ર ઠરાવો રજુ કરવાનું અને તેને પસાર કરવાનું હતું. આ કામ પણ ખૂબ રસાકસી ભરેલું અને કુતૂહલ ઉપજાવનારૂં હોય છે, પણ આપણે ત્યાં તેમાંનું કશું નહોતું. ઉપરાંત [redacted] કામ આટોપી લેવાની ઉતાવળથી છેલ્લા દીવસની બેઠક કાંઇક શુષ્ક અને યન્ત્રવત્ બની ગઇ હતી.

**પ્રમુખશ્રીની ઉદાર સખાવત.** આ પ્રસંગ નિમિત્તે પ્રમુખશ્રી તરફથી અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયના મકાન ખાતે તેમનાં પત્નિ સૌ. મણિબાઇના નામનો એક ઓરડો બંધાવવા રૂ. ૧૫૦૦)ની રકમ શ્રી. ચિમનલાલ કવિએ જાહેર કરી હતી, અને પછી રા. ત્ર્યંબકલાલે જૂદા જૂદા ગૃહસ્થો તરફથી લખાઈ આવેલી રકમો જાહેર કરી હતી.

૧૫૦૦) અલિબાગવાળાં સ્વ. ગં. સ્વ. ચંચળબાઇના નામનો ઓરડો બાંધવા માટે.

૨૫૦) સ્વ. ગંગાબાઈ તથા સ્વ. હરિપ્રસાદના નામની એક તિથિ જાળવવા નિમિત્તે રા. રા. છોટાલાલ દલપતરામ કવિ તરફથી.

૧૦૧) શ્રીમાન્ પ્રાગજી મૂળશંકર દવે તરફથી.

૧૦૧) શ્રીમાન્ ચુનીલાલ શામજી ત્રિવેદી, ખંભાત.

૧૦) ,, ખોડારામ મોતીરામ જાની (અમદાવાદ) તરફથી.

તે ઉપરાંત પરિષદ્‌ના પ્રાથમિક ખર્ચ ખાતે બાકી રહેલી ખોટ પૂરી પાડવાની કલકત્તાવાળા રા. રા. અમૃતલાલ માલજી ઓઝાની શુભેચ્છા તથા શ્રી. અનોપરામ હાવજીની થોડી વિશેષ મદદ આપવાની શુભેચ્છા પણ રા. ત્ર્યંબકલાલે સર્વે ગૃહસ્થો આગળ જાહેર કરી હતી.

એ ચાર ઉત્સાહી અને હિતૈષી ગૃહસ્થો તરફથી સૂચના આવેલી કે અમદાવાદ જ્ઞાતિ છાત્રાલય માટે પરિષદની બેઠકમાં જાહેર માગણી કરવામાં આવે તો ઘણી સારી રકમ થશે. પણ તેમ કરવાથી રાજકોટના જ્ઞાતિછાત્રાલયને અન્યાય થાય તેવી દહેશતથી એ જાહેર માગણી કરવામાં આવી નહોતી.

## શ્રીમાન્ જીવરામભાઇને માનપત્ર અને સુવર્ણચન્દ્રકની ભેટ.

પરિષદ્‌ની બેઠકો દરમિયાન ઘણા ગૃહસ્થો તરફથી શુભેચ્છા દર્શાવવામાં આવી હતી કે શ્રી. જીવરામભાઈની આ નિર્માની જ્ઞાતિ સેવા બદ્દલ યત્કિંચિત્ ભેટ ધરવાને અમે તૈયાર છીએ. પણ પ્રમુખશ્રીએ પોતા તરફથી તેવી ભેટ આપવાની ઇચ્છા દર્શાવી હતી.

પાછળ પરિશિષ્ટમાં આપેલ માનપત્ર અને સોનાનો ચન્દ્રક અર્પણ કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે આપણી સમગ્ર જ્ઞાતિની આવી પરિષદ્ પોતાને ખર્ચે બોલાવવાનું પ્રથમ માન શ્રી. જીવરામભાઇને ઘટે છે. તેના બદલામાં આ માનપત્ર કે ચન્દ્રક કશી કિમ્મતનાં નથી, છતાં "અમારી આ રંક ભેટ સ્વીકારી અમને કૃતાર્થ કરશો" એમ સંબોધી માનપત્ર તથા ચન્દ્રક તેમને અર્પ્યાં હતાં એના જવાબમાં શ્રીમાન્ જીવરામભાઇએ ગદ્‌ગદ્ કંઠે જણાવ્યું કે મ્હેં આમાં એવું શું મ્હોટું કામ કર્યું છે કે આપ આ મ્હોટું માન મને આપો છો? તેને માટે હું લાયક નથી. ખરૂં માન તો જે ગૃહસ્થોએ મ્હને દ્રવ્યોપાર્જનમાં રસ્તો બતાવી મદદ કરી છે તેમને અને જેમણે એ દ્રવ્યનો આ સદ્‌વ્યય કરવાને મને પ્રેર્યો છે તેમને ઘટે છે. આજથી ત્રીશ વર્ષ પહેલાં હું લીંબડી છોડી અમદાવાદ ગયો અને અમદાવાદના જ્ઞાતિ ગૃહસ્થોએ મ્હારા પર મોટો ઉપકાર કરી મ્હને અનેકાનેક સગવડો કરી આપી તે માટે હું પ્રથમ આભાર તેમનો માનું છું; જ્ઞાતિસેવાનું આ કામ કરવા મ્હને પ્રેરનાર અને છેક સુધી મારી મદદમાં તત્પર રહેનાર આ ચાર કાર્યવાહકોનો ( રા. ત્ર્યંબકલાલ, રા. કાલિદાસ, રા. પ્રેમી, રા. રતિલાલનો) હું આભારી થયો છું; અત્રેની જ્ઞાતિએ આ મહદ્ કાર્યમાં મ્હને સંપૂર્ણ મદદ કરી માટે તેનો પણ હું આભારી થયો છું, અને છેવટે આપ સૌએ મ્હારું નિમંત્રણ સ્વીકારી મ્હારું આંગણું પાવન કર્યું માટે આપ સૌ જ્ઞાતિ ગૃહસ્થોનો હું મ્હોટો ઉપકાર માનું છું.

**પ્રમુખશ્રીનો ઉપસંહાર.**

ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ પુનઃ પોતા તરફથી થયેલ ઉતાવળ અવિવેક કે અયોગ્ય ટીકા માટે સૌની ક્ષમા યાચતાં જણાવ્યું કે આ પરિષદ્ હાલ તો માત્ર ભલામણજ કરી શકી છે. કારણ કે આપણે ત્યાં સ્થાનિક બંધારણો નહિ જેવાંજ છે, તેથી આ ઠરાવોને માન્ય નહિં રાખનારને પરિષદ્ કશી શિક્ષા કરી શકેજ નહિં. વળી જેમ એક મ્હોટી તાર ઓફિસમાંથી જૂદે જૂદે ગામ તારના સંદેશાઓ પહોંચી વળે છે, તેમ આ જ્ઞાતિની મહાન સભામાંથી આપ સૌ આપ આપને ગામ આ સંદેશા લઈ જશો, તથા હાજર ન રહી શકેલા ભાઇઓને પહોંચાડી તમે ઠરાવોને અમલમાં મૂકશો તથા અન્ય ભાઇઓને તેમ કરવા આગ્રહપૂર્વક સૂચવશો. વીશ વર્ષના ચક્ર પછી આજ આપણે એકત્ર થયા છીએ, અને સૌ ઉલ્લાસમાં છે તથા કાંઇક કાર્ય કરવા પણ તત્પર હોઇએ તેમ જણાય છે. વળી પરિષદ્‌ના આમંત્રણને માન આપી કેટલીક બ્હેનોએ પણ હાજરી આપી છે તે ઘણું ઉચિત થયું છે. જ્ઞાતિ સુધારાના આ કાર્યમાં સ્ત્રીઓ પણ સામેલ રહેશે તો આપણું કામ ઘણું સરળ થઈ જશે. ખરી કસોટી જ હવે છે. જ્યારે પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે શરુઆત કરતાં અચકાશો નહિં. ખરી હિમ્મત અને ખરું બળ તેમાંજ રહેલું છે. વિશેષમાં આ પરિષદ્‌ને આટલી સ્થિતિએ લાવનાર આ ચાર ધોળી ટોપીવાળા કાર્યવાહકોનો આભાર ન માનીએ તો પરિષદ્‌નું એક મહોટું જરૂરનું કાર્ય અધુરું રહે અને આપણે દ્રોહી ગણાઇએ. તેમણે ઉઠાવેલો શ્રમ

